# પરસ્તાને પાગલ !

ઉર્ફે

# ચકરમોનું પ્રદરશન !

—:*:—

એક રમુજી નોવેલ.

લખનાર—મી. સોહરાબ શાહેરિયાર ઇરાની
(ઉર્ફે " મશરેક. ")



—:*:—

યઝદેગર્દી સન ૧૨૯૨. ઈ. સ. અકટોબર ૧૯૨૨.

કીંમત રૂપીઆ બે.

☞ આ "પરસ્તાને પાગલ!" નામની નોવેલ "મશરેક" તે મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીએ મુંબઈ, ધોબીતલાવ, નવા આતશબેહેરામ પાસેના શીમરડીવાલા હાઉસમા પોતાને માટે લખી ને પ્રગટ કીધી છે, અને મી૦ ફરામરોજ રૂસ્તમજી ઇરાનીએ મુંબઇ, ૨૪૪, બઝારગેટ સ્ત્રીટ, કોટમા આવેલા પોતાના એકસ્પ્રેસ પ્રીંટીંગ વર્કસમા મી૦ મશરેકને માટે છાપી છે.

# અર્પણ:

મુંબઈ શાહેરમાં અને હીન્દુસ્તાનમાં જે બધાં

અરધીયાંઓ અને કાતરીયાંઓ હોય

તેમને મ્હારી ઘણી

સલામ સાથે

અર્પણ.

"મશરેક"



"Every time a man smiles, but much more so when he laughs, he adds to the length of his life!"

"Blessed are those who laugh, for they shall grow fat. Blessed are those who make them laugh, for their presence is a benediction, and their speech sends the blood dancing with joy through all its channels of circulation, giving fresh vigour to the body and new impulses and inspirations to the mind, sweetening the sorrows, and aiding us to bear the burdens of life!"

"Fun is more than physic, and whoever invents or discovers a new supply deserves the name of a public benefactor."

## ઘર સંસારને તંદરોસ્તી સાથે નીભાવવા માટે

સોજ્જા અને વગર ભેલના **સારા મસાલાની** જરૂર છે, તેમજ ઉંચામાંની **ચા, કૉફી, ખાંડની** જરૂરત રહેછે; તે ઉપરાંત બધાં **કરીયાણાની** ઘરમાં ગરજ પડેછે.

સારો માલ, પ્રમાણિક દામ, એક ભાવ, તેથી ઠગાવાની ધાસ્તી નથી.

**ઘી.**

અમારી દુકાને પધારશો તો ઉપલી હમા ચીજો ઉપરાંત દરેક જાતનો સુકકો સોજ્જો **મેવો** પણ મલશે.

સુરજ છાપનું ઉંચામાં ઉંચુ **કેશર** વેચીએ છીએ.



# નેમાણુ મહમદ ગની મસાલાવાળા

મુંબઈ, ક્રાફર્ડ માર્કેટમાં, દુકાન નં. ૨૯૬

રાંધવામાં સારૂ ને ઉંચુ ઘી નહીં વાપરવામા આવે તો તંદરોસ્તીને નુકસાન પહોંચેછે અને જીંદગીને કંટાલા ભરેલી કરી નાંખવામા આવે છે, માટે જમવાની ચીજોમાં સહુથી વધારે જે ચીજ પર તમહારે ધ્યાન આપવાની છે તે '**ઘી**' છે.

ક્રાફર્ડ માર્કેટની જુની અને ભરોસેદાર દુકાન.

અમારે ત્યાં દરેક ચીજ **છુટક** તેમજ **જથાબંધ** મલશે.

ભેલસેલ વગરનું, ચરબી વગરનું, કોઇબી દગા-બાજી વગરનું ઉંચામાં ઉંચુ




અમારે ત્યાં મલશે, જે તમહને તંદરોસ્ત રાખશે.

બનામે પાક યઝદાં.

# દીબાચો.



પુસ્તક આકારે બાહર પડેલી મ્હારી નોવેલ્સમાની આ ચઉદમી કીતાબ છે. મ્હારી પહેલી નોવેલ "પરસ્તાને ચકરમ" હતી અને તે રમુજી પુસ્તકથી શુરૂઆત કીધા પછી ફરીથી તેવીજ એક રમુજી ચોપડી બાહર પાડવા માટે વચમા બાર કીતાબોનો એક લાંબો ગાળો પડી ગયો છે, જે માટે મ્હારે એટલોજ ખુલાસો કરવાનો છે જે ત્રેજીક અને સાધારણ વાર્તાઓની નોવેલ્સ બનાવતા જેટલી મહેનત પડેછે તેથી ઘણી વધારે મોટી ઝહેમત કોમીક નોવેલ બનાવવામા હોયછે એક ચીઝ એવી લખવી કે જે વાચવાથી વાચનારને અને સાભલનારને હું દઇને એક હસ્વું આવી જાય તે ચીઝ હું બાર મુકીને કહું છું કે જેવી તેવી ઝહેમતથી નથી બનતી! મગર, એબી યાદ રાખવાની વાત છે કે પવીત્ર કુદરતે અમ નાચીઝોને એક બક્ષેસ કીધી હોયછે જેના પ્રતાપેજ આવી વલાણ લઇ શકાય છે બેશક, પાક પરવરદેગારે દરેક ઇન્સાનમા ખામી સાથે ખુબીબી ભરેલી છે, અને તેજ ખુબીની બરકતથી એક લેખક રમુજ જેવી અઘરી ચીઝને આસાન બનાવી તેને કાગઝના સફાઓપર રજુ કરી શકતો હોય તો તેમા આલી શાન તે પવીત્ર કુદરતનીજ છે

પરસ્તાને ચકરમ અને પરસ્તાને પાગલ વચ્ચે લગભગ સાત વરસનો ગાળો થયો એટલે એ સાત વરસો દરમ્યાન હું પાગલોની પુઠેજ લાગેલો હતો એમ જો કોઇ માને તો તે એક ભૂલ થાય! કેમ જે સાત વરસ પછીજ

આંટરોડના જાણીતા
"એ વન"
રેસ્ટોરાંના માલેકનો
નવો સાહસ.

**સઉથી પહેલા**

**ઈરાની જરથોસ્તી**

**મીઠાઈવાલા.**

આખી મુંબઇના
જરથોસ્તીઓને
આમંત્રણ દેતી એક
મોટી નવી દુકાન.

જરથોસ્તી ઈરાની
ધંધાદારીને તેના નવા
સાહસમાં ઉત્તેજન આપી આગલ
વધારવો એ તમહારી ફરજ છે.

વાર તેહેવાર
સાલગ્રેહ નવજોત
લગન પ્રસંગનો એક ઓરડર
આપી જુઓ.



ચાલો આપણે અરસપરસની એક
ઉત્તમ ફરજ બજાવીએ.

કકડી જલેબી
નરમ સુતરફેણી
મલાઈનાં ખાજા
જાતજાતના હલવા
હલવા ડીશીસ
હલવા આલબમ્સ
ડેકોરેટેડ મેસુર
ફરમાસુ ઘેવર
કણીના લાડવા
મોરા મીઠા પેંડા
માવાનો મેસુર
દુધનો હલવો
ભરૂચની મીઠાઇ
હર હંમેશ
તૈયાર મલશે.



તમહારી કુટુમ્બી ને દોસ્ત આશનાવો
ખુશી થઈ જાય તેવી લીજ્જતદાર
મીઠાઇ પુરી પાડીશું.

તમહારી કીમતી વખત અને
સંકમહનો પૈસો ફોકટ
જતો બચાવવો એ
અમારી ફરજ છે.

એક વખત અમારી સાથે
કામ પાડી એક ગ્રાહક દાખલ
ઓરડર આપી
ખાત્રી કરો.

ઉંચુ ઘી, સોનાજેવો માલ,
ગ્રાહકો તરફ સભ્યતા,
પ્રમાણીકપણું એ
અમારો મુદ્રાલેખ છે.

**"એ વન"**
**સ્વીટમીટ માર્ટ,**
ગુલામહુસેન બીલ્ડીંગ
**આંટરોડ,**
ટ્રામ ટરમીનસ.

લાયકની લાયક કદર
બુજવી, કામનો પૈસો
કામમાંજ ફરતો
રાખવો, એ તમહારો
ધર્મ છે.

મેં ફરીથી એવી વાતોને મનપર લીધી છે અને ઘણા ટુંક વખતમાં આ ચોપડીમાંના સ્કેચીઝ ચીતરી કાઢયા છે. જે માટે હું કોઇ જાતની વડાઇ નથી લેતો, કેમ જે ઉપર લખ્યા મુજબ એ એક કુદરતી બક્ષેસની વાત છે.

મેં આ મ્હારી નોવેલમાં ટુંકી ટુંકી રમુજ ઉપજાવે તેવી વાર્તાઓ લખી છે અને એ બધા સ્કેચીઝ ખ્યાલાતમાં અને શબ્દોમાં નીરદોશ રહે તેની મેં સંભાલ લીધી છે. કેટલીક વખતે લોકો હલકું બોલીને અને ગાલ ગલોજ ભાંડીનેબી રમુજ (!) કરી શકે છે, મગર તે રમુજથી પાક ખુદા ખશ રમુજી લેખકોને દુરજ રાખે એવું મુજ કમતરીનનું ઇચ્છવું છે. આ પુસ્તકમાંના મ્હારા ઘણાખરા સ્કેચીઝમાં સુચના અને મતલબનો સમાવેશ મેં કીધો છે, અને તેથી એ જો "વીટ" અને "હયુમર" એ બેથી ભરેલું તમહને જણાય તો હું મ્હારી મહેનત સફળ થયલી સ્હમજીશ અને ખુશી થઈશ. પણ, વલી કેટલાક સાહેબોને એમાંની કોઇક ચીજ "નોનસન્સ" જેવીબી લાગે તોબી યાદ રાખવાની અને દરગુજર કરવાની વાત છે કે (તે જો તેમના વીચાર મુજબ એકબારગી નોનસન્સબી હોય છતાં) તે "ઇનનોસન્ટ" છે.

આ પુસ્તકમાં જગેજગ ભાષાનુ ખુન થયલું જોવામાં આવશે અને તેથી હું દરગુજર ચાહીને તેના કારણમાં જણાવીશ કે કોમીક ચીજજ એવી છે કે જેને વાંચનારાંઓની જનાબમાં મુકતા ભાષાને મરડી નાંખવી પડે છે. જો કે બધાજ સ્કેચીઝ અને હાસ્યમાં તેમ લખવાનું નથી, છતાં ઘણે મોટે ભાગે "કોલોકવીયલ સેનટનસીઝ" મુકતા યાને સંસારને પેશ પડતા વાકયો સંસારી ભાષામાંજ ગોઠવતા "ભાષાનું ખુન" ખાસ કરવુંજ પડેછે! અને એવી રીતે ખુન કરતી વખતે લોહી નીકલતું નથી એટલે લેખકોને આવા સંજોગમાં એ ખુન માફ છે!! વલી, આજકાલ જોડાક્ષર વીગેરેપર અમો પારસીઓના પત્રોજ ખાસ ધ્યાન આપતા નથી તો તેવી રીતે લખેલી ચીજો ફોકટ જતી જોઇને અસલી ખરી આદત લાચારીએ ખાસ છોડી દીધેલી હોય

છે અને તેથી એવી ભૂલો ખોટી આદત તરીકે પારસી લેખકો વચ્ચે હવે વગર સંકોચે જારી છે. મતલબ કે અમારા પારસીઓમાં ખરી ગુજરાતી ભાષામાં લખનારા તો છે, પણ તેઓ જયાં લખેછે તે પ્રેસમાં ખરાપણાને મરડી નાંખવામાં આવેછે અને તેથી શુધ્ધનું અશુધ્ધ મજબુરન થઇ જાયછે ! અને તે મજબુરી એક આદત તરીકે ઠસી ગઈ છે !

મુંબઈની સ્મોલ કોઝીઝ કોરટના વડા જજ સાહેબ મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ મ્હારા પુસ્તક "પરસ્તાને ચકરમ" માટે (જન્નતનશીન ભાઇ હાજીમહમદ અલારખ્યા શીવજીના જાણીતા "વીસમી સદી" માં) લખ્યું કે "ખુબીવાળુ હાસ્યજનક પુસ્તક છે." અને તે તેવણનો વગર માંગવે અપાયલો અભીપ્રાય હું બહુ માનથી યાદ કરતો રહું છું અને જીવીશ ત્યાં સુધી સદા મોટા માન સાથે યાદ કરતો રહીશ. જાણીતા રમુજી લેખક શેઠ જેહાંગીર બી. મરઝબાનના પુસ્તક "કૌતક સંગ્રહ" માટે લખીને તે બાદ મ્હારી કીતાબને એ ગ્રહસ્થે જે મરતબો આપ્યો છે તે સારૂ હું એમનો બહુ બહુ આભારી છું અને આ પુસ્તક પણ એમને ગમશે એવી આશા રાખું છું. આવા સાફદીલના સ્વતંત્ર અભીપ્રાયનીજ મોટી કદર કરવામાં એક લેખક વાજબી મગરૂરી લઇ શકે.

અને, હવે એક ફરજની યાદ કરીને હું આજના આ નોવેલનો દીબાચો ખતમ કરૂં છું. હું ઘણો ખુશી છું કે મ્હારી આ ચઉદમી નોવેલ એક મ્હારા જાતવાલા ભાઇના પ્રેસમાં છપાય છે. મી૦ ફરામરોજ રૂસ્તમજી ઈરાની એક ચાલાક જવાન છે અને જે ઝીહન અમારા જાતીભાઇઓમાં હસ્તી ધરાવેછે તે ઝીહન એમનામાં છે જેથી ઈનશાલ્લાહ થોડા વખતમાં એવણ બહુ આગલ વધી જશે. મહેનતને મહેનત નહીં સ્હમજનારા અને તેને આસાનીથી ઉપાડી હરેક કામ ખંત અને ધીરજ રાખીને કરવાની શકતી ધરાવનારા જેઓ આ દુનીયામાં ફાવી શકયા છે તેમાંના એક મી૦ ફરામરોજ રૂસ્તમજી ઈરાની છે. આજે "પરસ્તાને પાગલ" ને છાપવાથી એવણે પોતાના પ્રેસમાં બુકવર્કની શુરૂઆત કીધી છે, પણ હું એટલુંજ ખરા દીલથી ઇચ્છુંછું કે ભવીષ્યમાં

એવી એવી સ્હેંકડો બલકે હજારો અકેકથી સરસ ન્હાની મોટી કીતાબો એવણ છાપતા રહે. ભાઇ ફરામરોજ ઇરાની અને જાણીતા બતીવાલા શેઠની ભાગીદારીનું આ "એકસપ્રેસ પ્રીંટીંગ વર્કસ" છે, જે નવા પ્રેસમાં આવી સફાઇદાર અને સુંદર રીતે આ પુસ્તક છપાયું છે, આથી હું મેસર્સ ઈરાની અને બતીવાલા મેહેરબાનોને આ લાઇનમાં એક ચલકતું ભવીષ્ય ઇચ્છી ઘણી મુબારકબાદી આપું છું.

છેવટે, હું જાહેરખબર આપનારા બીરાદરોનો, અગાઉથી ઘરાક થઇ નામ નોંધાવનારાં મેહેરબાનોનો, અને હવે પછી થનારાં આ પુસ્તકના ઘરાકોનો ઉપકાર માનું છું. ખુદા પીશ.

**બીમરડીવાલા હાઉસ,**

ધોબીતલાવ,

મુંબઇ, તા. ૧-૧૦-૨૨.

"મશરેક."



# "પરસ્તાને પાગલ"નું

## સાંકલ્યું:

:o:

બનામે પાક યઝદાં.

# મી૦ "મશરેક" કૃત

# "પરસ્તાને પાગલ!"

## ૧

## રેસકોર્સનો ઘોડો.

હું એક ઘોડો લેવાનો થયો. મ્હારા કયાં ભોગ લાગ્યા કે મેં રૂસ્તમ રેસીયાની તે માટે સલાહ લીધી! રૂસ્તમે વખાણ પર વખાણ કરીને કહયું "દીકરા સોરાબ, મ્હારૂં માને તો રેસમાં રદ બાતલ થયલો એક ઘોડો લે!"

"રદ બાતલ થયલા ઘોડાને કાંય લેઉં?" મેં પુછયું.

"અરે તું એમાં નહીં સમજે!" રૂસ્તમે ખુલાસો કીધો "રેસ કોરસમાં રદ થયલો એટલે ગાડીમાં જોડવા માટે તો અવ્વલ નંબરનો! મ્હારા ધ્યાનમાં એક ફરસ્ટ કલાસ ઘોડો ત્હારી ગાડીને જોડવા માટે છે જે રેસમાં હંમેશા રીકૃથ આવીને ફુલુક થશે!"

"તે ઘોડાનું નામ શું?" મેં પુછયું.

"બલેક એન્ડ વહાઇટ!" રૂસ્તમે કહયું "એના ટાંટીયા બલેક છે અને માથું વહાઇટ છે!"

"માલેકનું નામ?"

"કેકાઉસ કરારીયા."

"કેકાઉસ કરારીયાનો બલેક એનડ વહાઇટ!"

"હા, એ રેસમાં હંમેશા વીન આવતો પણ ઘેરાનો ખાપ્રો ઉતાવલી ચોજ ઘણો તે જોકીને નાંખી દઇને વગર સવારે વીન થઇ મરે! એટલે નામ વાયડું પડી ગીયું, નહીં તો ઘોડો "એ." વન!! બે વખત સત્તર ઘોડાની રેસમાં એ સોલમો થયોછ! ને એક વખતે માથાભાર દુર થઇને છઠ્ઠો ગા-યોછ! છેલ્લી ત્રણ રેસમાંની બેમાં પોતે ટપકાઇ પડવાથી પલેસ થતો રહી ગીયો, ને એકમાં જોકીને નાંખીને વીન થયો!! કેકાઉસના એ ઘોડાની એવી દોલાના ઘોડા જેવી ચાલ હોવાથીજ નામખોદગીયો રેસમાંથી બાતલ થયોછ, નહીં તો જાનવર તો એવું અશરાફ છે કે ભલા ભલા ટીપ લેનારાઓ ઉંધી પાઘડી પહેરવામાંથી બચી ગીયાછ! મહારૂં માને તો તહારી ગાડી માટે એજ ઘોડો ખરીદી લે, તહારી ગાડી તો એવી એમ પાણીની માફક ખેંચી જશે કે જેથી અંદર બેસનારાંઓ બધાં ખુશ ખુશ થઈ જશે."

આટલી બધી વખાણ! અને પછી દોસ્તનો બોલ તોડાય કે વારૂ? મેં તો કરારીયાની દાઢીમાં હાથ ઘાલીને તેને સહમજાવી પટાવી તેનો રેસનો ઘોડો સસતામાં પડાવી લીધો અને ઘરે જઇને છોકરાંઓને હરખભર વધાઈ આપી!! છોકરાંઓબી ખુશી થયાં કે રેસનો ઘોડો છે એટલે હવે ગાડીમાં ઝડપથી ફરવાની મજાહ આવશે!

બીજે દીવસે ગાડીમાં તેને જોડયો તો મહને એ જોઇને ઘણી અજાયબી લાગી કે ઘોડો આગલ જવાને બદલે પાછલ જતો હતો!! તે ઘોડાને પોતાને માટે જાણે એવું મત હતું કે કુદરતે તેના આગલા પગો પાછલ મુકી દીધા છે અને તેની આંખો પુછડી તરફ છે! એટલે જયારેબી હું લગામ ધીલી મુકીને "ચચચચચ" કરીને હાકું કે તે આગલ ચાલવાને બદલે પાછલ જાય! જયારે ઘણા જોરમાં ચાબુકના ફટકાઓ લગાઉં તયારે તેને ખયાલ આવે કે આગલા પગ આગલજ છે!

એક દહાડો એમજ આગલા પગ પાછલ સમજીને તેણે જે પાછળ પાછળ ચાલવા માંડયું કેની કે તે એક ભઈયાની દુધની દુકાન સાથે ગાડી અઠડાવી મુકી! અને તે પછી વલી ગાડી બરોબર દુકાન સાથે લાગી છે કે નહી તે

જોતો હોય તેમ બલેક એનડ વહાઇટે ડોકુ ફેરવીને પાછલ જોયું અને ડોકુ ફેરવતાજ મુંહું દુધની કઢાઈમાં દુધ પીવા માટે ખોસયું. નખોદ ગીયાનો જીવ સખએ જતો હતો તે દુધ પીવા ગયો! પણ મુંહું કઢાઈમાં ખોસતાંજ ગરમ ગરમ દુધની જે વરાળ લાગી કેની તે મહને લઇને જાણે રેસકોરસમાં વીન થવા દોડતો હોય તેમ આંખ વીંચીને યાહોમ આગલ ને આગલ દોડવા ને ધસવાજ લાગ્યો!

બઈયાના દુધથી દાઝી ગયલો તેથી વેર લેતો હોય તેમ રસતામાં તેણે એક દુધવાલીને ઝીકી નાંખી અને તેની સાથે ચાલતા એક ગવલીને માથું મારીને ફુટબોલની માફક ઉડારી નાંખયો! પછી એક કામાટી અને બે કુલીને ટપકાવી નાંખયા બાદ એક થાંભલાને જઇને અઠડયો તયારેજ હાકીને દમ ખાતો ઉભો! મેં ઉતરીને તેની ગરદનપર "બુચ-બુચ" કરીને હાથ ફેરવતાં ફેરવતાં સહમનાવવા માંડયું, તો મ્હારા પગના સુંધારા લેવાને મસે ઘેરાના ખાધાએ ગુઠણ આગલનું બોટું કાહાડી લેવાનો વીચાર કીધો! પણ મ્હારા વડ વાઓના પુણ મ્હને આડે આવ્યા તે મેં સમયસુચકતા વાપરીને પગ તુરતજ ખેંચી લીધો!

રેસકોરસમાં એના બરડાપર કોઈ દહાડે જીન નાંખ્યું હશે કે નહીં, તે જ્યારે બી હું જીન નાંખવા જાઉં કે જોલાબ પીતી વખતે આપણે જેમ કમકમીએછ તેમ એ બધો કમકમીને ધરૂજી ધબકી રહે! ને જીન લાગ્યા પછી બે ચાર લાત દીવાલને મારીયા વગર કે જમીનપર પગ પછાડયા વગર બલેક એન્ડ વહાઇટે ચાલવાના તો જાણે એના બાપ બપાવાના સમ સોગંદજ લીધેલા!

એક દહાડો હું એને ધોબીતલાવથી મારકીટને રસતે પાયધુણી લઈ જવા માંગતો હતો, પણ મારકીટ આગલ આવ્યો કે પાયધુણી જવાને બદલે એણે તો કોટ તરફ ચાલવા માંડયું!! ચાબુક મારી મારીને જેટલુંબી સહમજાવ્યું કે "પાયધુંણી ચાલ," પણ એ તો એકનો બે નહીં થાય ને જઈ જઈને બસ બોરીબંદર તરફજ જવા માંડે! ચાબુક મારયાં, માણસો લગાડયા, ને લગામ ખેંચાવી, પણ બલેક એન્ડ વહાઈટ સુધરયો નહીં! મેં જાણ્યું કે હશે! ચા-

લોની બોરીબંદરનું હેરયું લઇને કાલબાદેવીથી પાયધુંણી જઈશું કરીને એ જેમ જાય તેમ જવા દીધો તો વલી પાછો બોરીબંદરથી સરકલ તરફ ચાલયો !! મફ્જે સરકલમાં સહેજ સહાજ દરીયાની ઠંડી હવા ખાઈને પછી પાયધુંણી લઈ જવાનો હશે, કરીને સરકલ જવા દીધો તો ચાલ્યો ટાઉન હોલ તરફ!! અરે તહારી! આએ ઘોડો છે કે ગધેડાનો બી ગધેડો !! આપણને જોઈએ તયાં નહીં જાય, અને એને ગમે તયાં એ ચાલ્યા કરે! અરે તહારા રૂસ્તમ રેસીયાને અને કેકાઉસ કરારીયાને શું કેહું? નખખોદના ગયાઓએ મ્હને આએ તે કે વીક બલા ગળે ઓળવી દીધી?"

આખરે જેમ તેમ કરીને ગલે ગાંઠને મોંઢે હુચો મારીને પાછું એ જાય તયાં જવા માંડયું. તો કોટની મારકીટ સામેના ફુવારા આગળ આવી લાગતાં એને પાણી પીવાનો શોક થઇ આવયો. પાણી થોડુંક પીધું અને થોડુંક નહીં પીધું તેટલાં વળી નાહવાનો શોખ થઈ આવયો કે શું તે પાણીના કુંડમાં બલેક એન્ડ વહાઈટે પહેલાં પોતાનું માથું આખું ડુબાડી દીધું અને આસ્તે આસ્તે તેમાં પગ ઉચકીને મુકતાં સુઈ જવાનો વીચાર કીધો! મેં જોયું કે એ જો પાણીમાં હમણાં નહાવા સુશે તો અહીં ગાડીનો ખુરદો થઈ જશે. તેથી બેચાર હેલકરીઓને બોલાવીને એને પકડયો અને જેમ તેમ અમે લોકે લાત ધકકા ખાઇને બાહર કાઢયો.

તો પછી કોણ જાણે એના મનમાં શું બી આવ્યું હોય તે ડાહયો થઈ ને હું જ્યાં ચલાવા લાગ્યો ત્યાં એને ચાલવા માંડયું! તે દહાડે ઘર પુગયા બાદ ઘોડાવાળા પાસે જરા બલેક એન્ડ વહાઈટની ચાબુકે ચાબુકે ચંપી કરાવી, પણ મ્હારી બઈરી બુમ પાડવા લાગી કે "અરે મરેરે, ઘોડાને એટલો માર મરાવશો તો મરી જશે." તેથી વધારે મારવાના અખાડા કરાવ્યા.

ઘોડાવાળાએ ચંપી મજબુત કીધેલી તેથી બીજે દીવસે બલેક એન્ડ વહાઈટ બીમાર પડી ગયો. પાસેજ એક માખમારૂ ઘોડાનો ડાકટર હતો તેને બોલાવી લાવયો તો તેણે ઘોડાને તપાસીને કહયું કે એને "ઈપુઝીટી"નું દરદ થયું છે.

અને તયારે પછી તે ઈપુઝીટી પીપુઝીટીને દુર કરવા સારૂ તે માખમારૂજી એ એક બાલદી ભરીને ટરપેનટાઈન મંગાવયું અને ઘોડાવાળાને તે લગાડવા કહયું. બલેક એન્ડ વહાઈટ બીમાર હતો છતાંબી ઘોડાવાળાને તો પોતાની પાસે જવા દેતોજ નહી અને હવામાં પગ ઉછાલતો, એટલે ડાકટરે પોતેજ પેલું ટરપેનટાઈન ઘોડાના આખા ડીલપર ખુબ ચોલી ચોલીને મસલયું, અને વળી થોડું ટરપેનટાઈન પીવાડયું.

અરધો એક કલાક ગયો નહી કે ઘોડો તો ચચાર પગે કુદવા લાગયો અને તબેલાની દીવાલપર લાત મારી મારીને તબેલો ભાંગી નાખવા માંડયો! ઘોડા અને જાનવરના બીજા ડાકટરને બોલાવયો તો તેણે પેલાં ટરપેનટાઇન પીવાડ નારા ડાકટરને ઘેલામાં ખપાવીને ઘોડાના ડીલપરનું બધુ ટરપેનટાઈન ઘોવડાવી નખાવયું અને કહયું કે 'તમારા ઘોડાને 'બોટસ'નું દરદ છે એટલે એની ફસ ખોલવી પડશે.'

ઘોડાની તે વળી ફસ કેમ ખોલતા હશે કરીને હું અસતો વીચાર કરૂં તેટલાં પેલા ડાકટરે એક ચલકતું હથીયાર ઘોડાની પાંસલીમાં દાબી દીધું જેથી ફસ ફસ ફસ થોડું લોહી ગયું અને પછી ડાકટરે મારેલી એક પટીથી તે લોહી બંધ તો થયું પણ બલેક એન્ડ વહાઈટ પોતે લાંબો થઇને ભોંયપર સુઈ ગયો! ડાકટરને મેં તેનું કારણ પુછયું તે કહેજે "એ જરા રૈસટ લેછ" ઘોડો રેસ્ટ લેછ કરીને ડાકટરે તયાંથી ચાલવા માંડયુ અને અમે બધાં બલેક એન્ડ વહાઇટને આરામ લેતો એમનો એમ છોડીને ઘરમાં ગયાં. ઘોડાને રખે "રૈસટ" લેવામાં "ડીસટરબ" થાય કરીને મેં ને મહારી બઇરીએ બધાં છોકરાંઓને દમ ભરાવીને મુંગા રહેવા કહયું.

બે કલાક રહીને અમે બલેક એન્ડ વહાઇટને પાછો જોવા ગયા કે એની તબીઅત કેમ છે? તો મને જોઇને ઘણી અજાયબી લાગી કે એ ચારે પગ લાંબા છટ કરીને શાનો "રૈસટ" લેતો હશે? પાસે જઇને માથું પસવારવા માંડયું તો મહને વહેમ પડયો, એટલે મેં તેની આંખો બે આંગલીએ ચીરીને તપાસવાં માંડી તો માલુમ પડયું, કે બલેક એન્ડ વહાઇટ તો ગરોથમાન બેહેસતની રૈસટમાં દાખલ થઇ ચુકેલા.

મેં મ્હારી બઈરીને બોલાવી તો તે મુએલા બલેક એન્ડ વહાઇટ માટે રડવા લાગી ! મેં તેને સહમજાવી લીધી કે બીચારો બેહેસતી પોતેજ પાયરો નહીં હતો તો તેના મરણ માટે રડવું નકામું હતું. બેહેસતીને આએ દુનીયામાં રેસના મેદાનમાંથી હાંકી કાઢયા હતા તો હવે આપણા રડવાથી કદાચ પેલી દુનીયાની રેસમાંથીબી બાતલ કરવામાં આવે તો બલેક એન્ટ વહાઇટનું બીચારાનું રૂવાન તદનજ રખડી જાય !

બઈરીએ તો માનયું, પણ મેં નહીં માનયું; મેં તો જઇને પહેલાં કેકાઉસ કરારીયાને સો ગાલ દીધી, અને પછી રૂસ્તમ રેસીયાને બોચીમાંથી પકડીને ખુબ મારવા માંડયો; રૂસ્તમે મુંગા મુંગા માર ખાધો, પણ કેકાઉસે કબુલ કરતાં કહયું "મેં તો રૂસ્તમ રેસીયાના કહેવાથી જુઠું કહયું કે એ રેસનો ઘોડો હતો, નહી તો બહેસતી ઘોડો તો અસલ ગધેડાઓના ખાનદાનથી પેદા થયલો હતો !"



# ૨

## "સીલવર વેડીંગ"ની ભેટ!

જમશેદજી જબલપોરીયા બીલકુલ અપ-ટુ-ડેટ હતો ! ઠંડીની છેલ્લી મોસમમાં તેવણના "રૂપેરી લગન" નો હીંગામ થયો. અને તે શુભ પ્રસંગની ખુશાલીમાં તેવણે પોતાના સગાવહાલાં અને ઓળખીતાંઓમાંથી લગભગ અઢીસો માણુસોને જમવા બોલાવયા ! નામ તયારે "જમવાનું". પણ જમશેદજીએ ચુંટી ચુંટીને એવાઓને બોલાવેલા કે તેઓ જમવાને મસે આવીને ભેટ સોગાદ ને પરપેહેરામણી કરે !!

તે ખુશાલખતી ભરેલા દીવસે જમશેદજી અને તેવણના ધણીઆણી ખુબ ઠઠેરામાં હતાં અને ત્રણ વાગતેથી પહરોણાઓ આવનાર હોવાથી બપે.રનું જમી ખાઇને જે તઈયાર થવા માંડયુ તે મીસીસ જમશેદજીએ ખાસ્સાં ત્રણ કલાક લીધા! આખરે ઠાહયાં ઠેકાં ને ડાહયા બનીને બેઉ માટી બઈયર પહરોણાઓને 'રીસીવ' કરવા ઉભાં. પહરોણાંઓ જેમ આવતા ગયાં તેમ તેઓ જે પહેરામણી લાવેલા તે જમશેદજી અને તેવણના ધણીઆણીને 'લાંબી જીંદગી અને ઘણું સુખ'ના ઉદગારો સાથે ભેટ કરતા ગયાં.

નવરોજી તંબોલી અને તેવણના મોહરદાર આવયાં તો તેઓએ હસી હસીને શેકહેનડ કરી લીધા બાદ જમશેદજીને એક સુંદર શાલ પેહેરાવી.

એદલજી સકલાતવાલાએ આવતાને વાર "લોંગ લાઈફ એન્ડ પ્રોસપેરીટી" કહેતાંજ જમશેદજીના હાથપર એક શાલ મુકી દીધી!

આદરજી અંદુસ તો કામને લીધે નહીં આવેલા પણ તેવાનુના ધણીઆણી એક બનદુસ જેવો શાલ લઈ આવેલા જે જમશેદજીના હાથ પર મુકતા કહયું "મરૂ મહારા આદરજી આવી શકયા નથી, પણ આએ શાલ ભેટ મોકલીછ્જી."

થોડે વારે એદલજી આંઈચાંઈ પોતાનું મોટું પખાળ જેવું પેટ હીલ્લવતા હસતા હસતા આવયા, અને તેવણે બી જ્યારે ભેટ તરીકે એક શાલજ જમ-શેદજીને ઓઢાડી તયારે તો પહરોણાંઓથી હસ્યા વગર રહેવાયું નહી!

પણ નવરોજી આંટીયા પોતાના મહેરદાર સાથે અંદર આવયા અને તેઓએબી જયારે એક શાલનીજ ભેટ કીધી તયારે તો હસાહસ વધી ગઈ!

બમનજી બેલગામવાલાનુ આખું કુટુંબ તેટલાં આવી લાગયું અને જમ-શેદજી સહમજયા કે તે તવંગર કુટુંબીઓ તરફથી જરૂર બા જરૂર હીરા મોતી કે સોનાની કીમતી ભેટ મલશે. પણ જયારે બમનજીએ અને તેવણના બેટા અને બેટીઓએબી જમશેદજીને છ સાત લાલ પીલી શાલનીજ પહેરામણી કીધી તયારે તો જમશેદજી અને તેવણના મોહરદારનો ચેહેરો ચીતારી લેવાને લાયક થયો!!

બેલગામવાલા પછી અમલસાડવાલા આવયા અને તેઓએબી બે શાલ પહરેનીજ પેહેરામણી કીધી ત્યારે પહોરાણાઓએ ખડખડ ખડખડ ખુબ હસવા માંડયુ અને જમશેદજી બધો લાલપીલો ને લીલો થઈ ગયો !!

વાંદરેથી ડી. એચ. ઈ. ધચી. આવયો તો તેબી એક થરડ કલાસ શાલ લઇનેજ આવી મુએલો !

જમશેદજીનો માસો સસરો આવયો તો તેબી એક લાલ રંગની શાલ લઇનેજ આવયો !!

શાલ!-- શાલ!-- શાલ !! શાલનાજ બધાં વહાણ ફાટયાં! જાણે બધાં પહરોણાંઓએ એક સંપ કીધો હોય તેમ બધાંજ શાલની ભેટ લઈ આવેલા! જમશેદજી માથાથી પગ વેર શાલમાં લપેટાઈ ગયા, જ્યારે તેવણના મહોર-દારને કોઈએ એક અરધા તોલાની વીટીબી નહીં કીધી !

જમશેદજી અંદરના ઓરડામાં નહાસી જવાનું મન કરતા હતા તેટલામાં કાવસજી દમોરી એક મોટું બંદલ લઇને હસતો હસતો અંદર આવયો. જમશેદજી અને તેવણના ધણીઆણીએ નક્કીજ માનયું કે તે બંદલમા કોઈ કીમતી ચીઝ હરોજ હશે અને તેથી તેઓ છુટકારાનો દમ ખેંચવા ગયાં તેટલાં તો દમોરીએ આસ્તે રહીને તે બંદલ ખોલતાંજ હળદીઆ રંગની એક શાલ ખેંચી કાઢી, અને તેણે એક મોટો તીલો જમશેદજીના કપાલ પર ખેંચીને પછી જમશેદજીના ખભાંની બાકી રહેલી જગયા પર પેલી શાલ ઠેસવી દીધી !!

"યા પાક પરવરદેગાર!" કરીને જમશેદજી તો ઉઠયા અને પછી ભેટ મલેલી બધી શાલો ફફડતા ચટકતા જઈને દીલ પરથી સેરવી કાઢી પાસેની ટેબલ પર તેનો ઢગલો મુકયો અને બીજી કોઈ શાલ ભેટ નહીં મલે તેથી તેવણ અંદરના ઓરડામાં ચાલી ગયા.

અંદરના ઓરડામાં ચાલી ગયાને પા કલાક થયો હશે કે બાહરથી બુમ આવી "જમશેદજી! ચાલો, માસીનો કાવસ આવ્યો છે !"

જમશેદજીએ જવાને બદલે અંદરથીજ પોક મુકી "માસીનો કાવસ શું લાવયો છે ?"

ધણીઆણીએ કહ્યું "એક શાલ."

"શાલકો ચુલેમે દાલ!" દાંત કચકચાવીને જમશેદજીએ શાલ સાથ દાલનો પ્રાસ મેલવવા માટે ઉરદુમા ચલાવયું, અને પછી પાછું ગુજરાતી પર આવી જતાં કચવાઇને બુમ પાડી "નવાજ! આપણે ઓઢશું, આપણા બચચાં કચચાં વાપરશે, અને આપણી સાત પેઢી દર પેઢી ચાલશે તોબી નહી ઘટશે એટલી તો શાલ ભેટ મલી છે. તો વધારે શાલ જોઈતીજ નથી! મહને અહીંજ ગગરવા દે ને પહરોણાંની તુંજ ખાતરદારી કર! બાપરે, બાપરે, બાપરે! નખખોદગીયાઓને ભેટ આપવા માટે બીજું શું કાંઈ મલયુંજ નહીં કે બસ શાલ-શાલ-ને શાલ!!"

બીજે દીવસે લીલાઉંવાલા સાથે ગોઠવણ કરી આવીને મી૦ જબલપો-રીયાએ ભેટ મલેલી લગભગ પોણી બસો શાલ "થીરી તાઈમસ" કરાવી દીધી! અને તે પછીથી "ગોલડન વેડીંગ" કે "ડાયમંડ વેડીંગ" નો જો વખત આવે તોબી તે નહીજ ઉજવવાનો મજબુતમા મજબુત વીચાર મકકમ કીધો!!

## ૩
## વીચીત્ર ફાનુસ સલગાવનાર!

કચરાવાળાઓએ જેમ હમણાં મુંબઈમાં હડતાલ પાડેલી તેમ ૧૮૯૫ના સાલમાં રસ્તાપર સલગાવવામાં આવતાં ફાનુસવાલાઓએ હડતાલ પાડેલી! અગાઉ વીજલીની લાઈટ એટલી બધી નદારદ હતી એટલે એ ફાનુસોથીજ રસ્તાઓ શોભી રહેતા હતા!

ફાનુસવાલાઓની હડતાલથી રસ્તા અન્ધારા રહેવા લાગયા એટલે મોટો હોહાકાર મચી રહયો અને શેહેરીઓએ જે ગડબડ કરી મુકી તેથી શેહરી-બાવાઓએ એક કોનત્રેકટરને શોધી કાઢયો જેણે દીવાબતી સલગાવવાનું

માથે લીધું.

કોનટ્રેકટરે માથે તો લીધું પણ તેની ફાણસ સળગાવવાની રીત ઘણીજ વીચીત્ર જણાઈ! જે રાત્રે ચકચકીત ચાંદની હોય તે રાત્રે તો સ્હાંજથી શેહેરના તમામ ફાણસો સળગાવવામાં આવે! અને તે છેક સહવારે છ વાગે બુજાવવામાં આવે! અને જે રાત્રે ચાંદ નહીં હોય તે રાત્રે જોય તો એકદમ સીયાહમાં સીયાહ અંધારૂં!!

આખરે લોકો એ વીચીત્ર ફાણસવાલાથી હયરાન થયા અને મયુનીસીપાલીટીપર ફરીયાદ લખી મોકલી! મયુનીસીપલ ખાતાના વડાએ પેલા કોનટ્રેકટરને બોલાવીને કહયું "મીસ્તર, લોકો તમહારા કામથી નારાઝ થયા છે અને ફરીયાદ કરે છે કે તમહે ચાંદરણી રાત્રે રસ્તાપર તપપર જેવા દીવાબતી કરો છો અને જે વખતે એકદમ કાલું અંધારૂ હોય છે તયારે શહેરની એક બતીબી સલગેલી હોતી નથી! એ કેવું વીચીત્ર છે!"

"મહને પોતાનેબી એ ઘણુંજ વીચીત્ર તો લાગે છેજ, પણ તેનો ઉપાય નથી! મહને તો કેલેનડર પ્રમાણે ચાલવાનો હૂકમ છે અને હું તે પ્રમાણેજ અમલ કરૂં છું"

"શું તે કેલેનડરમાં ગઈ કાલે રાત્રે ચાંદ નહી હતો એમ લખેલું?"

"હાસતો અને તેથીજ તો મેં દીવા સલગાવેલા!"

"પણ કાલે રાત્રે તો ચાંદની ચકચકીત રોશની હતી!"

"હું ઘણોજ અજાયબી પામયો છું." કોનત્રેકટરે કહયું "કેલેનડરમાં ના કહેલું છે છતાં ચાંદ શું કરવા ઉગયો હશે તેની મહને સ્હમજ પડતી નથી! કદાચ ચંદરમામાં કાંઈપણ ઘોંટાલો થઈ ગયલો હશે! આજ કાલ મહને લાગે છે કે ચાંદની તબીયત બરોબર ચાલતી નથી એટલે નાદરૂસ્ત તબીયતને સબબે એની ચાલમાં ફેરફાર થઈ ગયો હોય!"

"હું નહી ધારતો!"

"હું તો ધારૂં છું, પછી તમહે ગમે તો ના ધારો." પેલા કોનત્રેકટરે

કપાલપરનો પસીનો લુછતાં કહ્યું "હું કેલેનડર પ્રમાણે ચાલું છું અને પછી જો ચાંદ કેલેનડર પ્રમાણે નહી ચાલ્યો હોય તો તેમાં મ્હારો વાંક નથી પણ ચાંદનો પોતાનો વાંક છે! જે લોકો ફરીયાદ કરે છે તે લોકોને કહો કે કોનટ્રેકટરનો એમાં એક જરાકબી વાંક નથી, જે બધો વાંક છે તે ચંદરમાનો પોતાનોજ છે!" અને તે પછી ફરીથી પસીનો લુછીને તેણે વધાર્યું "અને લોકોને એમબી કેહેજો કે કોનટ્રેકટર કેલેનડર પ્રમાણેજ ચાલશે, કેલેનડર જો અંધારી રાતની વીગત બતાવશે અને આકાશમાં એકને બદલે તે વખતે એકસો ચાંદ ઉગેલા હશે તોબી હું તો દીવા સલગાવવાનોજ! હું કહયાસરનો માણસ છું અને મહને કેલેનડર પ્રમાણેજ ચાલવાનો હોકમ થયલો છે એટલે હું તો તે પ્રમાણેજ અમલ કરવાનો."

"અરે પણ તમહે વાત કેવી કરોછ! ચાંદ હોય ત્યારે લાઈટ કરો ને ચાંદ નહીં હોય તયારે અંધારૂ રાખો તો પછી તમહને કોનટ્રેકટ આપવામાં ફાયદો શું?"

"બા હું તો હોકમનો નોકર! કેલેનડર પ્રમાણે ચાલવા કહેલું છે તે કેલેનડર પ્રમાણેજ ચાલવાનો!" પેલા કોનટ્રેકટરે પાછું તેમનું તેમજ હાણ્યા કીધું.

"વારૂં પણ એ કેલેનડર છે કોણનું? હોકમના આપનારે તમહને આપેલુંછ કે?"

"હોકમના કરનારે હોકમ કીધો ને મેં મહારૂં કેલેનડર લીધું."

"વારૂ તો તમે કેમ જાણ્યું કે તમે જે કેલેનડરમાં જુઓ છો તે ખરૂંજ છે? કાંય નહી તે ખોટું હોય?"

"કેલેનડર ખોટું? અરે, કેલેનડર જેવું કેલેનડર કદી ખોટું હોય!" કોનટ્રેકટરે મોટી લખોટી જેવા ડોળા કાઢીને કહયું "તમહે ને હું એકબારગી ખોટા થઇએ, પણ કેલેનડર તો કોઇ કાલેબી ખોટું નહીજ થાય."

"વારૂ તમહે જે કેલેનડરમાં રોજ જુઓ છો તે કયાં છે? હમણાં તમહારી પાસે છે કે?"

"જેમ હું મારા જાનને મ્હારી સાથનો સાથ તનબદનમા લઇને ફ઼ હું તેમ મ્હારા વેપાર ધંધાના એ સાધનનેબી હંમેશા સાથેજ લઇને ફ઼ હું." કોનત્રેકટરે કહયું, અને તે પછી પોતાના મોટા ખીસામા હાથ ઘાલી તે ખીસામાથી એક ચોપડી ખેંચી કાઢીને ખોલતા દેખાડયું "જુઓ આ કેલેનડર, જુઓ, એમા ગઈ કાલની તારીખે ચાંદ નથી એમ લખેલું છે નહી?"

કોનત્રેકટરના હાથમાનુ તે ચાંદ સુરજની ગણત્રી હીસાબ બતાવના તારીખવાર સાથનું પંચાંગ જોઇનેજ પેલાએ બુમ પાડી "અરે! એ તમહે ઘોંટાલો કરો છો! આ ચાલુ છે તે સાલ કયું છે?"

"કયું વલી? ૧૮૯૫."

"પણ તયારે યહાં જુઓની આ કેલેનડર તો ૧૭૯૫ નું છે! મહા સાહેબ તમેબી એક સદી અગાઉનું પુરાણુ કેલેનડર જોઇને પછી ચાંદને ગ પડોછ ને ચાંદની ચાલમા ખામી દેખાડોછ!"

"અરે તહારી!! એમ થયું દેખું! હું તો જાણું જે ધુમકેતુ સાથે ચા અડડયો હશે ને તેથી ચાંદની તબીયતમાં ફરક પડી ગયો હશે! પણ યહાં કેહો કેલેનડરોનો ઘોંટાલો નીકલ્યો! તયારે ચાંદની ભુલબી નથી ને કેલેનડર ખોટું નથી, પણ મહારી પોતાની આંખોમાં કસર છે!" એમ કહીને કોનત્રેક ગયો અને તેણે તે પછી ખામી સુધારી!



# ૪
## ચીવવટ વેપારી બચ્ચો !

એક દહાડો હું ઓફીસમાં બેઠેલો હતો તેટલાં ઘરઘર કરતો એક મેલો ઘેલો માણસ બગલ નીચે એક લાંબું પોહોલું મોટું બંડલ લઈને આવયો, અને આવતાને વાર તેણે તે બંડલને નીચે મુકીને છોડયું અને તેમાંથી એક ચીત્ર જેવું કાંઈ ખેંચી કાઢીને મહને દેખાડતાં કહયું "શેઠીયા, હું હિંદુસ્તાનની સઉથી પંકાયલી પીકચર ગેલેરીનો એક ઉધરતો ને ચાલાક સભાસદ છું, અને મેં એ ગેલેરીમાં આવતા અમેરીકન અને ઇંગલીશ પીકચરોનું વધેલું સંગ્રહસ્થાન વેચીને એ ગેલેરીના નીભાવ ફંડને મદદ કરવાનો વીચાર કરેલો છે—આશા છે કે તમે આ બધા ચીત્રોમાના કેટલાક ખરીદી લઈને અમારી પીકચર ગેલેરીને એક મદદરૂપ થઈ પડશો".

મેં તેની તરફ જોયા કીધું અને વીચાર કીધા કે રખે થાણેથી કોઈ ઘેલો છુટીને નહાસી આવયો હોય ! મેં તેથી એક બે સવાલ કરવાનો ઈરાદો રાખતાં મોઢું ખોલ્યું તો તુરતજ મહને બોલતો અટકાવીને તે પોતેજ બોલ્યો "ઘેરનાં છોકરાં ઘંટી ચાટે અને પાડોશીને ખીર ભાવે" તેવું કાંઈ હું કરવા માંગતો નથી તેથીજ આપણા હિંદુસ્તાનની પોરટ્રેટ ગેલેરીના ગમે તેવા સોજનમાં સોજ્જા પીકચરોબી વેચીને હું સઉથી પહેલા તે ગેલેરીના નીભાવ ફંડને મદદ કરવા તઇયાર છું, અને તમેબી એક હિંદુસ્તાનના વતની તરીકે મહારા આ કામમાં આ મોટા સાહસમાં મદદ આપશો એવી આશા રાખું છું ! "ઘરકે પીરોંકો તેલકા મલીદા !" ની કહેવતવાલો હીસાબ કીતાબ હું કરવા માગતોજ નથી અને તેથીજ ઘરના પીરોને પહેલા ઘીનો મલીદો ખવાડવાના હેતુથીજ હું કહું છું કે આ ચીત્ર જરૂર બાજરૂરજ ખરીદો."

"મહારે ચીત્ર જોઇતાજ નથી તો શા માટે ખરીદું ?"

"હિંદુસ્તાનને મદદ કરવા માટે ! હીંદુસ્તાનના ઉદયોગને મદદ કરવા માટે!" પેલાએ ચીત્ર મુકીને હાથપર હાથ ઠોકતાં કહયું અને તે પછી પાછું

તેજ ચીત્ર ઉપાડતા તે ખોલી નાંખયું અને તેના વખાણ કીધાં "જુઓ આ કોલમબસનું ચીત્ર છે, જે કોલમબસે અમેરીકા શોધી કાઢયું! બેહસ્તી હીલપર જોકે પુરા પાધરાં કપડાં નથી છતાં એવણેજ અમેરીકા શોધી કાઢે એમ સોએ સો ટકાની ખાતરી સાથે હું ભાર મુકીને કહું છું! બેહેસ્ કોલમબસને આવા મેલા ને ફાટેલા કપડાંમાં ચીતારયાછ એજ તો એ ચીત્ર ખુબી છે, કેમ જે, જે વખતે બેહેસ્તીએ અમેરીકા શોધયું તે વખતે અમેરીકા એકબી દરજી અને એકબી ધોબી નહીં હતો!"

"ધોબી ને દરજી નહીં હતો પણ પીકચરમાં તો સારા કપડા પહેરેલ પાડવા હતાની! મહારા સાહેબ, કોણ જાણે કયા ભીખારડાનો ફોટો ઉપા લાવયાછ ને તેને કોલમબસ ઠોકી મારોછ!" મેં સહેજ ગુસ્સાથી કહયું.

"ચચચચચચ! અરેરે શેઠજી એ તમે શું વાત કીધી? આવા એક મહા બેહેસ્તીને તમે ભીખારડો કહયો? હું કસમ ખાઈને કહૂં છું કે એ ફો સ્વરગવાસી કોલમબસનોજ છે! બેહેસ્તીએજ અમેરીકા શોધી કાઢયું અને ત જઇને સાત દહાડા સુધી કાંઈ ખાવાનું નહી મલયું તે ઝાડના પાંદડાં ખાઈ ગુઝારો કીધો! તમહે કહો છો કે પીકચરમાં તેવણને સારા કપડામા સજ્ થયલા બતાવવા હતા, પણ તયારે તમને કુદરતી, બસ, "નેચરલ ઈમપરેશન નો કોઇ "આઈડીયા"જ નથી તો હીંદુસ્તાન આટલું બધુ પછાત રહી ગયું કેની? તમારા જેવા આ હીંદુસ્તાનમાં હતે નહી——"

પણ મેં તેને વધુ બોલતો અટકાવીને બુમ પાડી "સીસ્તર, મહ ચીત્રની જરૂર નથી, તમે યહાંથી જાઓ."

"તમને એ ચીત્રની જરૂર નથી તો આ બીજું ચીત્ર જુઓ" એ બોલીને પહેલું મુકી દઈ બીજું એક ચીત્ર ખોલતા તેણે કહયું "આએ જુ જ્યોરજ વોશીંગટનનું ચીત્ર છે. વોશીંગટન બસો વરસ સુધી જીવેલે એકસોમે વરસે બેહેસ્તીનાં બાલ બધા પાકી ગયલાં, સવાસોમે વરસે બેહેસ્તી દાંત પડી ગયલાં અને તે વખતે આજની માફક દાંતના ડાકટરો નહીં હ તેથી મરહુમને મલઇ ને પનીર ખાઈને બાકીના પોણોસો વરસ ગુજારવા પડેલ

બેહેસ્તી દોઢસોમે વરસને પહેલે પગથીએ ચઢયાં કે તેવણની આંખ નબળી થઈ ગઈ તે એક દહાડે ખુરસીપર બેસવા જતાં ટપકાઈ પડીને લોંચ મારી જેથી માથાનું તાલકું છોલાઈ ગયું ને ભેંજા પર થોડી અસર થઈ!—પોણીબસોમે વરસે જીનનતગુઝન વોશીંગટનને નવા બાલ, નવા દાંત, નવી આંખ આવેલી એટલે કે જાણે તેવણ પાછા જવાન થઈ ગયા! નવી જવાનીના વખતની મોજમજાહ ભોગવી લેવા માટે નવું ખાવા પીવાનું બેહેસ્તી શરૂ કરે તેટલા તો તેવણ ખાપરી ગયાં! પાક પરવરદેગાર બેહેસ્તીને ઉચામા ઉંચા સુખમાં તયાં રાખે અને સાતમા આસમાનપરના સઉથી શરેષ્ટ બેહેસ્તની શાંતી બક્ષે!"

"ભાઈ, તમારે માથું ના ખાઓ, કોણ જાણે ચોર બજારની કઈ ગલીમાંથી એ પીકચર ઉચકી લાવયાછ ને વગર ફોકટનું માથું દુખવોછ! તમે જાઓ, ચાલી જાઓ" મેં સ્હેજ દાટીમાં કહયું.

"ચોર બજારની ગલીમાંથી?" પેલાએ ચીત્ર મુકી દઈને કમરે બે હાથ દઈ મહારી તરફ ટગર ટગર જોઇને એક પુકાર મારયો "અરે આએ બધા પીકચરોને માટે અમારી ગેલેરીના સભાસદોએ માથે માથા ફોડી નાખયાછ અને બધા ખીસાથી ખાલી થઈને તે લોકે છેક વેલાત ને અમેરીકાથી મંગા-વ્યા છે! આએ બધા પીકચર ખાસ અગીઆરમી સદીના છે એટલે જુનનામાં જુનની હીરાની ખાણ છે."

"ખાંડ હોય કે ગોલ હોય! મને નથી જોઈતાં માટે જાઓ." મેં પાછી બુમ પાડી.

પણ પેલાએ ધીરજનો હાથ કરીને કહયું "તમે જરા મહારૂં માનો, ધીરા પડો, તમે ઓફીસર છો તો હુંબી એક વેપારી બચ્ચો છું, એમ દમ-દાટી ના કરો, જરા ધીરા પડીને જુઓ ને કાંઇબી ખરીદીને મહારા જેવા વેપારીને ઉતેજન આપી દેશના ઉદયોગને ટેકો આપો." અને તેટલું બોલી

રહીને તેણે તુરતજ એક ત્રીજું ચીત્ર ઉપાડતા કહયું "આએ જુઓ, આએ સર વોલટર રેલેનું પીક્ચર છે! એવણે રાણી ઈલીઝાબેથના વખતમાં પપેટા શોધી કાઢેલાં અને જો એવણ વધારે જીવતે તો કાંદાબી એવણ પોતાને હાથેજ શોધી કાઢતે! પણ કમનસીબે નસીબે તેવણને યારી આપી નહીં! અહાહા! જો મરહુમ કાંદાબી પોતેજ શોધતે કેની તો રાણી એલીઝાબેથને કાંદાની કચુંબર ખાવાની કેવી મજાહ પડતે! ને કેવી તે રાણી—"

પણ તેટલાં તો મેં એકદમ ચીરડાઈને બુમ પાડી "જાઓ મીસ્તર, તમે યહાંથી જાઓ, નહીં તો હું હવે કાંદા પપેટાથીજ તમને માર મરાવીને બાહર કાઢીશ."

"બસ!" તેણે ગજવામાંથી રૂમાલ કાઢીને હાથ મોંહ સાફ કરતાં કહ્યું "હીંદુસ્તાનમાં કોઈબી જાતના વેપારીને ઉત્તેજન આપવા માટે બેતરજ નથી! દેશના ભાઈઓ એક બીજાને મદદ કરતાજ નથી! જો કરતા હોય તો હીંદુસ્તાનનું આજે તારણ થઈ જાય!"

"હવે જાઓછ કે નહીં તો આએ રોલરથી તમારા ભેજાનું હું તારણ કરી નાંખશ!"

પેલાએ એક દમ ખેંચ્યો! એક નીસાસો નાંખયો! અને પછી પેલા રદ્દી ચીતરોનું બંદલ પાછું બાંધી લઈ બગલમાં મારીને ચાલતી પકડી!!



# ૫

## ઉંઘ લાવવાનો ઈલાજ.

આદરજીને રાતના બરોબર ઉંઘ આવતી નહીં હોવાથી તરેહવાર ચોપાન્યા ને ન્યુસ પેપરોમાં ઉંઘ લાવવાનો ઈલાજ વાંચતો ને શોધતો ફરે! આખરે એક પત્રમાં એક દીવસે 'ઉંઘનો ઈલાજ' તેણે વાંચ્યો, અને તે મુજબ અમલ કરવાનો વીચાર મજબુત કીધો. પેલા પત્રવાલાએ લખેલું 'અગર જો તમને રાતના ઉંઘ લાવવી હોય તો તમે તમારા મનમાં એવો વીચાર લાવજો કે તમહે કોઈ એક ટેકડીપર ચઢયા છો અને તે ટેકડીપર બે પાંચ હજાર બકરાં ચારો ચરે છે! તે પછી તમે એમ ધારજો કે ચારો ચરતાં ચરતાં વહાડ આવી જવાથી એકેક પછી એકેક બકરૂં ટેકડીપરથી પોતાને નીચેની ખીણમાં નખાવી દે છે! એકેક પછી એકેક જેમ બકરાને પડતા માનો તેમ મનમાં "એક, બે, ત્રણ, ચાર" એમ જ્યાં સુધી ગણાય ત્યાં સુધી ગણી જવાથી કોઈબી વખતે તમહને ઉંઘ આવી જશે!"

તે મુજબ આદરજીએ તે રાતના બીછાનામા સુતા પછી ટેકડી અને બકરાંની વાત મનમાં ધારી! અને એકેક બકરૂ ટેકડીપરથી પડવાની વાત જેવી આદરજીએ મનમા માની લીધી કે 'આ એક બકરૂં ટેકડીપરથી નીચે ખીણમાં પડયું' કે તેજ વખતે આદરજી પોતે ધમમમમમ દઈને ઘોલ્યાપરથી ભોંયપર પછાડાયો!! "શું થયું? શું થયું?" કરીને આદરજીની સાસુ ને તેની બઇરી દોડી આવી! ખરાબ લાગશે કરીને આદરજી અખાડા તો કરી ગયો અને વાત બદલી નાંખી, પણ તે મનમાં સ્હમજી તો ગયો કે બકરૂં ટેકડીપરથી પડવાને બદલે બેલેનસ ખોહી દઈને તે પોતે ઘોલ્યાપરથી આરીયા થઈ ગયલો!!

ઘોલ્યા પર છેડેથી સુવાયલું અને તેથી પોતે પડી ગયલો એમ ધારીને આદરજી બરોબર વચેથી સુતો, અને લેટયા પછી ઉંઘ લાવવા માટે પાછો ટેકડીપર ચઢવાનો અને બકરાના ચરવાનો અને બકરાના ખીણમા પડવાનો વીચાર મનમા કરવા લાગયો!

"એક બકરૂં પડયું!"—"બીજુ પડયું!"—"ત્રીજુ પડયું!" એમ ગણતા ગણતા એકસો ને એકની ગણત્રી સુધી આદરજી આવયો અને આંખમાં સ્હેજ સ્હાજ લહેકી આવવા લાગી તેટલા કોઇએ બુમ પાડી "આદરજી!"

"કેમ જાઈ? શું છે?" આદરજીએ ગભરાઈ અકલાઇને બીછાણામા ઉઠી ઉભો થતા પોતાને હાંક મારનાર હાથની ધરતીને પુછયું.

"આદરજી! મહને લાગેછ કે આપણા ઓરડામાં ઉંદર આયોછ!" જાઇએ બીહતા ધ્રુજતા કહયું.

"અરે પણ તું તે કંઇ બઈરી છે! તુને લાગેછ કે ઓરડામા ઉંદર આવયોછ તેથી તેં મારી સુનના જેવી ઉંઘ લીધી? એક તો જેમ તેમ ખવરીયાં ખાધાં પછી આંખમાં લહેકી આવીતી, તેમાં તેં અધુરામાં પુરૂં કીધું!"

"તે શું ઉંદર આયો તે તમે જાગવાના નહીં!" જાઇએ બરાડ પાડી "તમે માટીડા છેઓ કે કોણ છેઓ?"

"હજામ છેઉં!" આદર છેડાયો! "ઉંદર તે કંઈ વાઘ બાગ છે કે તું રાત અરધી રાતે જાણે વાઘ આયો હોય તેમ બીજાની ઉંઘ લેછ? સુઈ જા મુંગી મુંગી, ને બીજાનેબી સુવા દે!"

આદરની બઈરી ઉંદરના આવવાની વાતપર તકરાર કરી કરીને ઉંઘાઈ ગઇ એટલે ફરીથી આદરે પોતાની ઉંઘ લાવવા માટે "એક બકરૂં પડયું" "બીજું પડયું!" એમ નવેસરથી બકરા પડયાની ગણત્રી શરૂ કીધી!!

પનચીયાસી બકરાં ટેકરીપરથી નીચે ખીણમા પડેલા ગણાયા હશે કે તેજ વખતે આદરની સાસુએ ઉંઘમાંથી ઝબકી ઉઠીને કહયું "આદરજી બા! ઓ આદરજી!"

"કેમ શું છે સુનામાસી?" આદરે જરા કોર મરડીને સાસુને પુછયું.

"અરે મકુજે બા જરા ઉઠીને જોવની કે સાંહજના ટોપલા તરે પેલી આપરી કોરીઆરી મરઘીએ ઇંડું મુકેલું તે ઇંડુ સહીસલામત છે કે?"

"ચચચચચચ!" આદર લાલ ને પીલો ને લીલો થઈ ગયો "નખખોદગીયા તમે લોકો ઘેરમા માણસ રેહોછ કે દેવસતાન? ભુત દેવ પલીદની માફક બધાને રાતનાજ ઇંડા ને મરઘાં શોધવાનું યાદ આવેછ કે?"

"પણ બા એ ઇંડું તો સ્હવારે આમેલ કરીને તમુનેજ આપવાનું છેની! તે મકુજે જરા ઉઠીને જોવ, નહીં તો સહવારે ઘાટણ મુઈ ચોલીમાં સંતાડીને લઇ જશે તો હું કોંહ મરસ!"

"ચુલામાં જઇને મરજો! ઘાટણ ઇંડું લઈ જશે તો પીડા જશે! પણ હું કંઇ ખોલચાપરથી સુતેલો ઉઠીને અરધી રાતે ઇંડું જોવા નથી જવાનો!"

"મરેરે! તહારે ઇંડાંપર પાણી ફરી ગીયું કે?"

"તમારીપર ને મારીપરબી પાણી ફરી જાય તો પીડા જાય!" આદરે કંટાલો કીધો અને તે જવાબ પછી તેની સાસુ વાત પડતી મુકીને સુઈ ગઇ!

આદર પાછો બકરાં ગણવા લાગયો!! "એક પડયું!"—"બીજું પડયું"—"ત્રીજુ પડયું!" એમ ગણતાં છેક બસો બકરાં સુધી તે આવયો કે તેને પાછી ઝુંફણ આવવા લાગી તેટલા ધોબ દઇને કોઈના પડવાનો અને તે પછી રડવાનો સાદ આવયો! એ તો કેઠી આદરની બુચી જોરીમાંથી ઉઠલઈ પડેલી અને ઉઠલઈ પડતાં સાથેજ તેણે ભેંકારો તાણયો!

"અરે તહારી ઉંઘની માયનું પેટ બલે!" આદરે કચવાઈને કહયું "બઈરીને ઉંદરની વાતથી ચુપ કીધી! સાસુને મરઘીનાં ઇંડાંથી ખામોશ રાખી! પણ આએ વેગણાં જેટલી નહાની પોરીને કેવી રીતે મુંગી રખાય?"

આખરે આદર તે ઓરડામાંથી બીજા ઓરડામાં જઇને સુતો, ને તયાં તેણે પાછા બકરાં ગણવા માંડયા! યહાં તેણે ચહારસોને ચોવીસ બકરાં ગણયાં કે ઉંઘ આવી ગઇ! અને આખી રાત બકરાંનાં અને મેંઢાના સ્વપના જોતો જોતો ઉંઘાયો!!



# ૬

## દાલભાતમાં મસુરચંદ !

આફતમાં આવી પડેલાં હીંદુસ્તાનનાં વતનીઓ માટે જેમ કેટલીક વાર "રીલીફ ફંડો" થતા આપણે જાણ્યા છે તે મુજબ આબી એક રીલીફ ફંડનોજ મેળાવડો હતો! પણ એ ફંડ માટે જેઓ ખેલ કરવાનાં હતાં તેઓ બધાં મોટે ઘરનાં હોવાથી આખા પ્રોગ્રામમાં બધું ઘણુંખરૂં ઇંગ્રેજીજ હતું! ભજવનારા દોઢીયાવાલાં તેમ સ્કીટ–ફારસ–અને નાટકના ભાગોબી આલા અને ઉંચાજ! આખા પ્રોગ્રામમાં શેકસપીયરના નાટકોમાંથી વધારે કરીને ચુંટણી થઇ હતી. અને બહુ એરીસટોક્રેટીક જમેલો જમાવ થવાનો હતો એટલે તેમને રીઝવવા માટે વીલાયતી કાંઈ નવું નવું ઢતીંગ હોય તો સારૂં એમ કેટલાંક લાગતા વલગતાંઓએ સુચવ્યું! જે સુચનાને અનુસરીને એક જરમન ત્રમપેટર જે લડાઈ પછી પહેલવહેલોજ હીંદુસ્તાનમાં આવેલો તેને કોઈએ શોધી કાઢયો! ભાઈ જરમન, જરા જરમન કયસર જેવી મરોડદાર મુછવાલો હતો, અને જોકે તેને ઇંગ્રેજીનું ઘણું જ્ઞાન નહીં હતું તોબી તે આવા એક મેળાવડામાં "દાલ-ભાતમાં મસુરચંદ" મીસાલ થઇ પડયો હતો!

"કીંગ જોન" નામના શેકસપીયરના નાટકના એક ભાગને ભજવતી વખતે પેલા જરમનને જ્યારે મેનેજર મી૦ બાથા ઈશારો કરે તયારે બયુગલ વગાડવા માટે ઇંગ્રેજી ભાષામાં સમજાવ્યું હતું, જે ભાષા તે "મસુરચંદે" વાંકા ટીંકા થઈને છાતીએ હાથ દઇને ભાંગી તુટી સાંભળી લીધી! વીલાયતી માણસ પડયો એટલે ગામઠી માણસો કરતાં તે ઉંચો જેથી ઝાઝુ તેની સાથે માથા દુખણ થાય નહી! અને વળી જરમન પોતેબી ભેજાં ફાટેલ મુએલો ને સાથે લાગો વસણાયલી દાલ જેવો હતો તેથી તેને સ્ટેજના ઇલેક્ત્રી-સીટીના એક માળવાલા ભાગમાં બેઠક આપવામાં આવી! મસુરચંદે તો બેઠક પર બેસવા અગાઉ તે નહાના ઓરડાને એક દરવાઝો હતો તે "ડીસટરબ" નહીં થાય કરીને અંદરથી બંધ કરી લીધો! અગાઉથી મસુરચંદને "કીંગ

જોન"ની કેરેકટર કરનાર જવાન બતાવી દીધેલો અને કહેલું કે તે જવાન સ્ટેજ પર આવે અને તેના બોલવાને વખતે જ્યારે મી૦ બાથા ઇશારો કરે કે બયુગલ શુરૂ કરવું!

પ્રોગ્રામ શુરૂ થયો અને બે ત્રણ હીંદુસ્તાની ઉસ્તાદી ગાયણો ગવાયા પછી એક ઇંગ્રેજી ફારસ અને સ્કીટ થયો, અને પ્રોગ્રામના પહેલા ભાગની આખરીએ "કીંગ જોન" વાલા નાટકનો તે ટુકડો રજુ કરવા માટે જવાન ડોકટર ગુસ્તાદ સ્ટેજ ઉપર કીંગ જોનના ડરેસમાં દાખલ થયો. ડોકટર ગુસ્તાદે કીંગ જોન તરીકે બોલતા શુરૂ કીધું: "આહ, મી! ધીસ ટાઇરેનટ ફીવર બરનસ મી અપ!"–હજી તો તે વાક્ય પુરો થાય તેટલા મેનેજર મી૦ બાથાના નાંકપર એક મચ્છરે જે ચટકો મારયો કેની તે બાથાએ તે મચ્છરને ઉડારવા હવામાં હાથ ઉછાલ્યો! પેલો મસુરચંદ જે કોઈનેજ નહી પણ મી૦ બાથાનેજ તયારનો બારીકીથી જોતો બેઠેલો તે એમ સ્હમજયો કે બયુગલ વગાડવા માટે મી૦ બાથાએ હાથની નીશાની કીધી, જેથી તેને પોતાનો હુન્નર બતાવવા માટે ગાલ ફુલવીને ખુબ જોરમાં ત્રમપેટ ફુકયું!

કીંગ જોનનો વાકય બયુગલના સાદ તલે દબાઈ ગયો તેથી તે તો લાલ ને પીલો ને લીલો થઇ ગયો!! અને બાથાએ પોતેબી હાથ હીલવી હીલવીને પેલાને બયુગલ બંધ કરવાની ઈશારત કીધી, પણ મસુરચંદ તેનો ઉલટોજ મીનીંગ કરીને એમ સ્હમજયો કે વધારે જોરમાં ત્રમપેટ ફૂકવા કહે છે! અને તેથી તે પોતેબી લાલ લીલો થઈ થઈને જોર કરીને બયુગલ વગાડવા લાગયો!!

જેમ જેમ કીંગ જોન વધારે છેડાઈને પગ ઠોકીને બુમ બરાડા પાડે તેમ તેમ બાથો પેલા મસુરચંદને બયુગલ માંડી વાલવા માટે લાંબા ટુંકા હાથ કરીને સ્હમજાવે! અને પેલો અનનાડી એ બેઉની ગોલા લડાઇમાં વધારે ને વધારે ગલા ને ગરદનની નેસ બધી ફુગવી ફુગવીને ત્રમપેટ ફુંકયાજ કરે!!

એ ગડબડ ગોટાલાનું પરીણામ નીચે મુજબ આવયું:

કીંગ જોન–"આહ, મી ! ધીસ ટાઈરેનટ–."

જરમન બયુગલર—"ત–તારતી, ત–ત–ત, રતી, રત–તત તારતી–તારતી–તારતી ! ત–ત–તા તતારતી–આરતી–તેતારતી—"

કીંગ જોન– "રીવર બરનસ—"

જરમન બયુગલર–"રત–તાત–તારતી, પુપન આરતી, ઉપન–આરતી, ત–તારતી–આરતી–ઉપન–આરતી–પુપન આરતી"

(કીંગ જોન પોતાનો વાકય નહી સંભલાયલો જોઇ પાછું બોલ્યો.)

કીંગ જોન– "આહ, મી ! ધીસ–"

બયુગલર (પેટ પાંસરાં ફુગવીને ખુબ જોશમાં ઉપન–પુપન ઉપન–પુપન–. તારતી પારતી–આરતી–તારતી–ઉપન આતી–ઉપન આરની–(હવે કીંગ જોન વીનગ તરફ જઇ દાંતપર દાંત પીસીને બાથા તરફ જોઇને છેડાયો.)

કીંગ જોન–અરે બાથા જાતે જઇને એનો તાંતીયો ધરીને ઘેરાના ખાધાને નીચે ખેંચી કહારની ! !

બયુગલર—ત–તા–તારની–તારની–તારની—

કીંગ જોન—"અરે જાની, ખેંચી કહારની"—

બાથા (વીનગમાંથી)—અરે પણ દરવાજો બંધ કરી મુઓછ તે હું શું કરૂં ?

(ખુલાસો કરીને બાથાએ જોયું કે ફેસતો થાય છે એટલે કીંગ જોનને ચુપ થવા કહીને પેલા અનનાડી તરફ જોઈ પાછા ને પાછા હાથ ઉછાલ્યા ! એટલે તે વલી પાછો એમ સહમજયો કે હજી વધારે જોરમાં વગાડવા કહે છે !!)

બયુગલર (ડાળા ચઢાવી ચઢાવીને નેસ ફાટી નહીં જાય તેટલી હદમાં જેટલી બને તેટલી ફુલવીને)–"તા–તા–તુતી–તા–તા–તુટી–એએએએએ–ઉપન પુપન–ઉપન પુપન–તરે તરે તરે તરે—

કીંગ જોન (છેડાઈને)—તહારો બાપ મરે—તારો દાદો મરે—તું નડતો પડતો આવતો મરે—

લોક પહેલાં તો સ્હમજયું કે કીંગ જોનનો નાટક વેલાતમા એવીજ રીતે ભજવાતો હશે!! પણ જ્યારે કીંગ જોન દાંત કચકચાવીને ગુજરાતી ભાષામાં છેડાયો તયારે શું ઘોટાલો થતો હતો તેની સ્હમજ પડી ગઈ!! અને તે પછી ઘણી હસાહસ આખા ઓડીયનસમાં ચાલી તેથી મેનેજર બાથાએ અને કીંગ જોને સાથે દોડી જઇને પેલા જરમન અનનાડીનો દરવાઝો બધો ખડખડાવી નાંખયો ને તેને બાહર બોલાવીને મુંગો મરવા કહયું!!—તે દીવસ પછીથી પેલો જરમન એમ સ્હમજે છે કે હીંદુસ્તાનના લોકોમાં અકકલ નથી! અને બાથા ને ડોકટર એવું શીખયા છે કે આપણા દેશી લોકોમાં વીલાયતી ઘોટાલાની જરૂર નથી!!



## ૭
## નવો વાયુચક્રશાસ્ત્રી!

અમારા દેશી રાજયમાં અમથાલાલ વલસાડીયા જ્યોતીષ વીદયામાં 'પ્રવીણ' ગણાતા હતા! અમથાલાલ સાડા ચાર ચોપડી ઇંગ્રેજી ભણેલા હતા અને આખો આખો દીવસ જ્યોતીષ વીદયા, ખગોળ વીદયા, ભુસ્તર શાસ્તર વગેરે વગેરે બાબતોમાં રોકાયલા ને રોકાયલા રહેતા હતા એટલે એવણ ગામનાં "મોટા માણસ"માં ખપતા હતા! પેલી કહેવત છે તેમ 'આંધળાઓમાં કાણો રાજા!" તેવી રીતે અમો અભણો વચ્ચે અમથો ભણેલો હતો તેથી એને બધાં મોટાભામાં ખપાવી માન આપતાં હતાં, અને રાજ દરબારમાંબી રાજા ને તેના મંત્રી અમથાની અમથીબી તારીફ પર તારીફ કરીને તેને શાલ દુશાલાથી નવાજી નાંખતા હતા!!

અમથાના મનમાં નવરૂં બેસતાં એક દીવસે વહારૂં જે આવયું કેની તે તેણે વાયુચક્રશાસ્ત્રના નવ નવા બે ચાર પુસ્તકો અને ત્રણ ચાર સાંચાકામો મંગાવીને પોતાના માળામાં ગોઠવી દીધા! લોકો દાંતમાં આંગલી પકડીને અમથા વાયુચક્રશાસ્ત્રીની અમથી અમથી તારીફપર તારીફ કરવા લાગ્યાં, અને દરબાર નામદારેબી તેથી દોડધામ કરીને અમથાલાલના વખાણ સાંભલતાંજ તેમને "જંગ બહાદુરે વાયુચક્રમશાસ્ત્રમ" નો જંગી મોટો ખેતાબ ઈનાયત કરી દીધો!

પોતાના નવા યંત્રોની મદદથી આજે હવામાં શું ફેરફાર થવાનો છે તે અમથાલાલ ત્રણ દીવસ અગાઉથી કહી દેવાનો દાવો કરતો હતો!!–અમારી દેશી સરકારે ખેતાબ આપયા પછી અમથાલાલ કહે તે પ્રમાણે ચાલવાનો આખા ગામને હુકમ આપયો અને પોતેબી હવામાં કેવો ફેરફાર થનાર છે તેની ભવીષયવાણી અમથાલાલથી જાણયા પછીજ કોઈબી સંગીન કામ હાથમાં લેવાનું નકકી કીધું!

એક દીવસે અમારા ગામની એકપુરી નીશાલ જેમાં નહાના છોકરા અને છોકરીઓ ભેગાં શીખે છે તે નીશાલના વડાએ અમથાલાલ પર પુછાવયું કે "છોકરાંઓને મોજમજાહ કરાવવા માટે મંગલવારે જંગલમાં લઇ જવાનાં છે માટે કહો કે મંગલે જંગલ જવામાં વાંધો છે કે? વરસાદ તો નહી પડે!" —અમથાલાલે કીતાબો ખોલી અને પોતાના મીતરમાં અરધો કલાક સુધી માથું દુખવયું અને પછી કહયું "ખુશીથી જાઓ, છોકરાંઓને છત્રી ઉપાડવાની તકલીફ પણ નહીં આપતા, કેમજે મંગલવારે એક ટીંપુબી પાણી આકાશમાંથી ઉતરશે નહીં."

હેડમાસતરે અમથાલાલને ભરોસે તમામ છોકરાંઓને જંગલમાં લઈજવા તેડયાં. એકબી છત્રી લેવાની તકલીફ નહી લીધી, અને જંગલમાં છોકરાંઓને ચા બનાવી આપવા માટે સુક્કી ચા અને ખાંડના પોટલાં બાંધી લીધા! જંગલમાં જઈ પહોંચયાને પાંચેક મીનીટ થઇ હશે કે આકાશ ઘેરાઈ આવ્યું, અને બીજા માસ્તરો અને છોકરાંઓએ હેડ માસ્તરને ચાલી જવા માટે કહયું,

છતાં હેડ માસ્તરે રૂઆબમાંજ બુમ પાડી "નહીં! આપણા વાયુચક્રશાસ્ત્રી અમથાલાલ જંગ બહાદુરે સાફ ના પાડી છે કે આજે એક ટીંપુબી વરસાદ નહીં પડશે!"

અને હેડ માસ્તરના તે "નહીં પડવા" ના બોલવા સાથેજ તેનાં નાંકપર વરસાદનાં ટપા ટપ ટીંપા આવી પડયાં! અને બોલ બોલતામાં તો ઝબરદસ્ત એક મોટું ઝાપટું તુટી પડયું!! હેડ માસ્તર–માસ્તરો–છોકરાં બધાં ભીંજાઈ ગયાં અને પાણીમાં બોળી કાઢેલાં કુતરાં જેવો તેમનો દયાજનક અવતાર થઇ પડયો!! જયારે ચા અને ખાંડના પોટલાં તો વગર ચા બનાવવે પાણી પાણી થઈને તમામ પીગલી ગયાં!!–જેમ તેમ નહાસા નહાસી ને ભાગા ભાગી કરીને બધાં ગામમાં આવી પહોંચયાં, અને તેઓએ અને તેમનાં કુટું બીઓએ વાયુચક્ર(મ)શાસ્ત્રી, અમથાલાલને ખટારો ભરીને ગાલો દીધી!!

અમારા ગામમાં કોઇએ "શુગર ફેકટરી" કાઢવાનો વીચાર કીધેલો અને તેણે પોતે કેવી કેવી જાતની જાડી પાટલી સફેદ પીળી ખાંડ બનાવનાર છે તેના નમુના રજુ કરવા માટેનું એક નહાનું પ્રદરશન પોતાના કારખાનાના સામાન સાથે ભરવાનું એક સોમવારે નકકી કીધેલું! એ પ્રદરશન જાવલી અને ચટાઈના માંડવા નીચે કરવાનું હતું એટલે દરબાર તરફથી ફેકટરીવાલા પર ખાસ હુકમ ગયો કે "રાજયે નેમેલા વાયુચક્રશાસ્ત્રીની સલાહ લઇને હવા પાણી અનુકુળ થાય તોજ સોમવારે પ્રદરશન ખુલ્લું મુકવું અને લોકોને જોવા માટે તકલીફ આપી બોલાવવા!" તે મુજબ ફેકટરીવાલાએ અમથાલાલની સલાહ પુછી તો તેણે પોતાના યંત્રોમાં ચાર કલાક સુધી માથું દુખવીને પછી સાફ ના પાડતાં કહ્યું "સોમવારે તો મોટું તોફાન થઈ વાવીઝોડાં સાથનો વરસાદ પડનાર છે, માટે પ્રદરશન તે દીવસે નહીં ભરવું!"

પેલા ફેકટરીવાલાને બીજે ગામ કામે જવાનું હતું એટલે તે સોમવારે પ્રદરશન ભરવાની ઉતાવલમાં હતો. પણ અમથાલાલે ના પાડી એટલે તેનાથી પ્રદરશન તે દીવસે ભરી શકાય તેમ નહીં હતું!—આખરે તે સોમવાર આવયો અને ગયો છતાં તે દીવસે જયારે વરસાદનો એક છાંટોબી પડયો નહીં ત્યારે

ફેકટરીવાલાએ મનમાં ને મનમાં અમથાલાલને સત્તરસો ને સતાવન સરસ્વતી (!) ભણી કાઢી! જ્યારે દરબારશ્રી સહુમજયા કે "રાજયના વાયુચક્રશાસ્ત્રીની ગણત્રીમાં કાંઈક ભુલ થઈ ગઇ!!"

થોડાં દીવસ પછી અમારા રાજા સાહેબને ક્રીકેટ મેચ રમવાનો શોખ થઇ આવયો જેથી વરસાદ નહી હોય તો અમુક દીવસોપર મેચ ગોઠવીએ એમ ધારી રાજયના જંગ બાહાદુર અમથાલાલ વાયુચક્રશાસ્ત્રીની સલાહ પુછાવી! અમથાલાલે જે દીવસો રાજાએ નક્કી કીધેલા તે દીવસોપર વરસાદ નકકી પડવાનોજ એવું કહેવડાવયું એટલે રાજાએ મેચ માંડી વાલી! પણ, તે દીવસો આવયા તયારે આકાશ ખુલ્લું રહયું અને પાણીનું એક ટીંપુબી આસમાનથી ઉતરયું નહીં તયારે રાજા સાહેબને જરા જરા અમથાલાલ માટે શંકા થવા લાગી!!—અને પછી તેજ મેચ દીવસો પછી અમથાલાલે નકકી કીધેલા દીવસોપર ખેલવામાં આવી તો ત્રણે ત્રણ દીવસ સખત પવન સાથનો વરસાદ પડયો અને રાજા પોતે અને આમન સામનની ટીમ ભીંજાઇને પાણીમાં પલાલી કાઢેલી મેથીની ભાજી જેવા થઈ ગયાં!!

અમથાલાલને વસમું તો બહું લાગયું! અને તે ઉંડો વીચાર કરવા લાગયો કે "આમ કેમ થતું હશે?" આખરે તેના મગજમાં એમ વાત ઉતરી કે યંત્ર જે કહે તેનાથી ઉલટીજ સલાહ આપવી!!—તે પછી ચાર દીવસ રહીને રાજાને પોતાના રસાલા સાથે એક પારથી બીજે પાર એક નદી ઓલંગી જવાનું હતું જેથી તેણે અમથાલાલની સલાહ પુછી! અમથાલાલે યંત્રમાં જોયું તો તે દીવસે "વરસાદ પડવાનોજ" એમ જણાયું જેથી નવી રીત પ્રમાણે યંત્રથી ઉલટા ચાલીને તેણે રાજાને વરસાદ નથી પડવાનો કહીને નદીમાં મોકલ્યો તો તેજ વખતે વરસાદ ધોધમાર તુટી પડયો અને રાજા પોતાના રસાલાના માણસો સાથે નદીમાં ડુબી જતો સહેજમા બચયો!!

બીજેજ દીવસે રાજાએ અમથાલાલનો "જંગ બાહાદુરે વાયુચક્રશાસ્ત્રી" નો ખીતાબ છીનવી લીધો અને તેને પોતાના રાજયમાંથી એકદમ નીકલી

જવાની સખત તાકીદ કીધી.

અમથાલાલે અમારૂં ગામ છોડી જવા અગાઉ એક કોડાલી લીધી અને પોતાના માળપર જઈને હાઈદરોમીટર હાઈગરોમીટર બેરોમીટર અને થરમોમીટર યંત્રોનો ખુરદો કરી નાખયો! વાયુચક્રશાસ્ત્રીની તમામ કીતાબો એકઠી કરીને તેને માચીસ લગાડીને બાલી નાખી અને પોતે કોણ જાણે કયાં ચાલી ગયો તેની આજ સુધી ખબર પડી નથી!

અમારા ગામમાંથી તે વાયુચક્રમશાસ્ત્રીના ચાલી જવા પછીથી હવાપાણી સારા સુધરયા છે.



## ૮

## આકાશીયાએ બનાવેલો "ચકાશીયાડાઈ!"

એદલજી આકાશીયાની અસલ અટક તો હતી અવાસીયા, પણ તેવણને આસમાનપરના તારા સીતારાની ગણત્રીમાં હર હંમેશ મશગુલ જોઈને તેવણના દોસ્તોએ "અવાસીયા" પરથી આકાશીયા નામ આપયું, અને આકાશીયાને બદલીને કેટલાક ઠોલ્યાઓએ તેવણને માન ઇઝઝત સાથે વળી "ચકાશીયા" ની ઓખરથીબી બોલાવવા માંડયું!!

તયારે એદલજી અવાસીયા ઉરફે આકાશીયા લકબે ચકાશીયાએ જોયું કે આજ કાલ ધંધાધાપા ચાલતા નથી અને એમજ બેઠા બેકાર રહયા તો બે પાંચ વરસ જતાં "ખીચરીનાં વાંધા" જેવો હીસાબ થઈ જશે એટલે બેઠા બેઠા હુનર પરચુટણની ચોપડીમાંથી કોઇ 'ફોરમયુલા' લઈને એકાદો ચમકાવી નાંખનારો વેપાર શરૂ કરવાનો ઈરાદો કીધો!

"શું કરૂં ? શું બનાઉ ?" કરીને લાંબા ને લાંબા ખયાલાતો પણ, કોઈ વાત બંધ બેસ્તી તેવણના ભેજાંનાં ભીજાંગરાઓમાં ઉતરી "ટુથ પાઉડર બનાઉ ? કે બઈરાંઓના માથામાં નાંખવાના નવી કોઈ તેલથી નામ ચમકાવી દઉ ?" એવા એવા અનેક ધંધાનો હીસાબ કાઢયા બાદ તેવણને લાગયું કે "હેર ડાઇ" બનાવવાથી બહુ મોટો ફાય થશે અને મોટા પ્રમાણમાં ખપ ચાલવાથી નામબી નીકલશે !-ડાભા ને બેઉ હાથમાં માથું જોશમાં પકડી રાખીને બહુ લાંબા સોચ વીચાર પછી હઝાર ને એક હુન્નર"ની તે ચોપડીમાંથી બાલ કાલા કરવાની દવાઈ બનાવ રીત જોઇ અને તે મુજબ હેરડાઈ તઈયાર કરીને બાટલીઓમાં ભરી તેનું આપયું "ચકાશીયા કલપ !"

એદલજીની પારોજ એક અઘોર ગ્રહસ્થ રહેતા હતા જેવણ એદ ખાસ "ફ્રાસ્ટ ફ્રેનડ" હતા અને તેવણ એક વકીલબી હતા ! પોતાના દોસ્તને એદલજીએ કહયું 'દાદી, તું કેહેતો'તો કે આએ કલજુગના વ તહારા બાલ તું પચીસ વરસની ઉમરનો હતો તયારથી બધા સફેદ થા હતા અને અમે તેટલા કલપ લગાડવા છતાં તહારૂં કંઈજ નહી વળયું, તે મહારો આએ કલપ તો લગાડી જો ! મહારો વીચાર છે કે હું એ ક 'ફરસ્ટ ત્રાયલ' તહારીપરજ લેઉ."

"કલપથી તો હાથ જોડયા બા!" દાદીએ કહયું "એક કલપ લગા એવો હતો કે જાણે વીકટોરીયા ગારડનસમાંથી ભુરા રંગનો વાંદરો આવયો હોઉ તેવો લાગું ! ને બીજો લગાડયો તો બાલ બધા લાલ ને થઈ ગયા ! ત્રીજો લગાડયો તે બધો નવસાગર જેવો ગંધાયો, ને ચોથો લ તો બીજેજ દીને નહાવાના પાણી સાથે ઉતરી ગયો !! સત્તરસો ને સ કલપ મેં તો વાપરી જોયા ને આખરે ઠાકીને એ વહેલાં છોડી દીધાં.

"અરે આએ મહારો કલપ તું વાપરી તો જો" અવાસીયાએ કીધી "વાપરીને મને જીંદગી સુધી યાદ કરશે."

"લાવ, જ્યારે તું અહોંસજ કરેછ તો તારો કલપબી લગાડી જોઉં."

"હા, પણ એક વાત છે! મહારો કલપ લગાડયા પછી કાંઇ એક કલાકે ધોવાય નહી! તે લગાડયા પછી બે દહાડા એમનો એમજ માથાપર રહેવા દેવાનો ને ત્રીજેજ દહાડે માથું ધોઈ નાંખવાનું! બાલ તો એવા થઇ જશે કે જાણે આગાની દાઢી!"

"આગાની દાઢી તો સફેદ આવે! ને ઉપર જો આગાએ મેંહદી લગાડી હોય તો લાલ દેખાય! તે લાલ ને સફેદ બાલ બનાવીને તું મારાં વરસ તો નહીં વેચશે?"

"પણ જુવાન આગો હોય તો તેની દાઢી કાળી હોય કે નહી?" આકાશીયાએ સ્હમજાવયું! અને આખરે એવીજ ગોલમગોલ સ્હમજાવટ પટાવટ પછી મી૦ દાદીજી વકીલે પોતાના બાલ ઉપર તે "એકસપેરીમેનટ" રૂજુ કરવા દીધો!!

થયું એમ કે હેરડાઈ લગાડયો તેજ દીવસે મી૦ દાદીજીને કોરટમાં જવાનું થયું જેથી તેવણ મામુલ મુજબ પોતાનો ઇંગલીશ ડરેસ પેહેરી માથે ઇમેજી ટોપી મુકીને કોરટમાં બીરાજયા!

મેજીસ્ત્રેટના આવવાનો વખત થયો અને જેવો તે નયાયધીશ દાખલ થયો કે ઇંગલીશ ડરેસ પેહેરનારા સરવે જણે રીવાજ મુજબ પોતાને માથેની ટોપી ઉતારી નાખી અને તે મુજબ મી૦ દાદીબી કરવા ગયા પણ ટોપી માથેથી ઉતરીજ નહીં! એક ઝટકો દીધો—બે આંચકા મારયા—પણ બાલ સાથે ચીટકી બેઠેલી ટોપી નીકલતા નીકલે નહીં!!

હવે? કોઇને કહેવાયબી કેમ? વકીલ જેવો વકીલ અને અઘોર ઉમરે આવી વાત સ્હમજાવે તેબી કોણુને? આખરે જાણે કશામા હોય નહીં તેમ વકીલ તો ટોપી સાથેજ ઠસી રહયો!

બીજેવારે મેજીસ્ત્રેટનું ધયાન ખેંચાયું તયારે તેનો મીજાજ ગરમ થઈ ગયો! એક તો તે ઘરમા બઇરી સાથે આજે જરા 'વઢેંચી લઇને' આવેલો એટલે

તેના ગુસ્સાની સ્ટીમ ચઢેલી હતી, તેમા અધુરામાં પુરૂં આવો એક 'અનમેનરલી કેસ' તેના કેસીસ ચુકવવાના કામમા એક મોટામા મોટી દખલ સમાન હતો!! વલી, મીο દાદીની ટોપીપર બીજા વકીલોનું બી ધયાન ખેંચાવાથી તેઓબી અજાયબી સાથેજ દાદીને જેતા હતા પણુ “ ગલે ગાંઠ ને મોંઢે ડુચો” હોવાથી અખાડા કરી જતા હતા! પણ તે અખાડા સામે મેજીસ્ટ્રેટ પોતે તો આંખ-વીંચામણા કરી શકયોજ નહીં. તે તો ગુસ્સાથી પુકારી પડયો “મીο દાદી! તમહે વકીલ મંડળના એક જુના સભાસદ છો અને તમહારે તો બીજાઓને ધડો આપવો જેઈએ, તેને બદલે તમહે પોતે ખોટી રીત વાપરો છો એ જેઈને મહને મોટી લાગણી થઇ આવી છે! મને લાગે છે કે તમહે કેટલાક દોરવાઈ ગયલા લોકોની રીતે ચાલીને આ કોરટનું અપમાન કરવા માટે આજે એટીકેટથી ઉલટા ચાલો છો! તમહારી આજની રીતભાતથી ખુલ્લું જણાય છે કે તમને મહને અપમાન આપવાનીજ ઇચ્છા છે! પણ હું તમને હુકમ કરૂં છું કે તમે તમારી ટોપી માથેથી તુરતજ અને એકદમ તુરતજ ઉતારી નાંખો”

“ સાહેબ, મેં મહારી ટોપી મહારે માથે રાખી–”

“ મેહેરબાની કરીને તમહે કાંઇબી બોલ્યા વગર તુરતજ તમારી ટોપી ઉતારશો?”

“ પણ, હું કહું છું કે–”

પણબી નહી ને બનબી નહીં! ઉતારો, એકદમ તમારે માથેની ટોપી ઉતારી નાંખો! તમે ઉતારતા નથી ને ઉપરથી બહોંસ કરો છો એ ખોટી વાત બને છે” મેજીસ્ટ્રેટ વધારે ગરમ થયો.

“ અરે પણ સાહેબ, મહારી ટોપી–”

“મીο દાદી” મેજીસ્ટ્રેટે ગડગડાટ કીધો “હું તમને હુકમ કરૂં છું કે તમે એક શબદબી બોલ્યા વગર ઝટ તમારી ટોપી ઉતારી નાખો! આવી ચાલ કોરટને અપમાન આપવા જેવી છે!”

"મેજીસ્ટ્રેટ સાહેબ, તમે જો મને ચાનસ આપીને બોલવા–"

"નહીં! નહીં તમારે તુરતજ તમારી ટોપી સઉથી પહેલાં ઉતારી નાખવી પડશે! આવી જાતની બહોંસ કરવાથી તમે વકીલ મંડળને એક અપમાન સમાન મેમબર થઈ પડશો તેની તમને–"

"અરે પણ તે સાહેબ—"

"બસ! ચુપ રહો! શું તમે આ કોરટને અપમાન આપવા માંગો છો! નયાયના આ પવીત્ર મંદીરને તમારા જેવાની બહોંસથી ખમવું પડે એ બહુજ ખરાબ વાત છે મી. દાદી! તમારી ટોપી એકદમ ઉતારી નાખો, નહીં તો તમહને કોરટનું અપમાન કરવા માટે દંડ કરવામાં આવશે."

"તે વાત ખરાબ છે તેમ મારી વાતબી દુખદાયક છે કે મેં આકાશીયાએ—"

"આકાશબી નહીં ને પાતાલબી નહીં, તમે બસ ટોપી ઉતારો. નથી ઉતારતા? આવી રીત કોઈબી નયાયધીશ ખમી શકે નહી મી. દાદી, હું તમહને રૂપીયા પચાસનો દંડ કરૂં છું, અને ફરીથી હુકમ કરૂં છુ કે તમારી ટોપી માથેથી ઉતારી નાંખો."

"સાહેબ—

"ઉતારો! હજી નહીં ઉતારતા? આ વખતે હું તમહને બસો રૂપીઆ દંડ કરૂં છું."

"અરે પણ તે સાહેબ—"

ઈનટરપ્રેટર, જાઓ, આ જકકી અને ઝીદ્દી માણસની ટોપી તમહે તમહારે હાથે ઉતારો" મેજીસ્ટ્રેટે દુભાશયા તરફ જોઇને બુમ પાડી.

દુભાશયાએ જઇને મેજીસ્ટ્રેટના હુકમ મુજબ ટોપી ઉતારવા ખેંચી તો તે નીકલી નહીં! તે મામલો જોઇને પાસેના બીજા એક વકીલે જોર મારીને ટોપી ખેંચી તોબી તે નીકલી નહીં!! દુભાશયાએ અને પેલા વકીલે સાથે મલીને ચાર હાથે પોતાના તમામ જોરથી ટોપી જે ખેંચી કેની તે દાદીના

થોડાક બાલને લઇને ટોપી અરધી ચીરાઇને છુટી થઈ ગઈ!! અને તેના છુટી પડવા સાથેજ ડુબાશ્યો, ને વકીલ એક તરફ ઝીખાયાં, ને દાદી બીજી તરફ ઘોસમોરકું થઈ ગયો !!

મેજીસ્ત્રેટે ખુલાસો પુછયો તો આંખમાં આવેલા પાણી સાથે મી. દાદીએ સ્હમજાવયું "મારા એક માખમારૂ અને પહેલા નંબરના છડીયટ દોસ્તે એક હેરડાઇ બનાવયું તે મહારા ભોગ લાગેલા જે લગાડીને હું કોરટમાં આવયો !!"

"પણ કલપ લગાડીને પછી માથું ધોઇને આવીએ કેની?" મેજીસ્ત્રેટે નરમ પડી જઇને સ્હમજાવયું.

"માથું તો બે દાહડા સુધી નખોદના ગયાએ ધોવા ના કહયું ! તેથીજ તો હું કલપ સાથેજ ટોપી પેહેરીને આવયો! હું શું જાણું જે વેરાના ખાધાએ કલપમાં ગુંદર ભેલ્યોછ! જાણતે તો લગાડતે નહીં, ને આવો મહારો ફેસતો થતે નહીં! તમે તો જરાકબી મહારૂં સાંભલ્યું નહીં!

"વારૂં કાંઈ નહીં!" મેજીસ્ત્રેટે ઠંડો થઈને કહયું "તમારો દંડ માફ કરવામાં આવે છે, બીજી વખત આવો કલપ લગાડીને ના આવતા!"

પણ બીજી વખત આવો કલપ લગાડે તે શું ધુલ મુકવા? દાદીએ તો ઘરમાં જતાંને વાર આકાશીયાપર આકાશ તોડી પાડયું! "નખ્ખોદ ગીયા ચકાશીયા! તુને લોક ચકાશીયો કેહેછ તે બરોબરજ કેહેછ! અકકલના ઓઠ. મીર, કોઈને તારૂં એ કલપ વેચી ના મરતો! નહીંતો કોઈ દામીજીની ફરીયાદી ઠોકશે તો મરવા પડશે! કલપ બનાવયોછ કે બાવલીયો ગુંદર?"

અને પોતાના "એકસપેરીમેનટ"ને આવો ફટકો પડેલો જાણીને આકાશીયાએ જેટલું હતું તેટલું કલપ કોઈ નેય નહીં તેમ હલ્લુથી ગટરમાં હોમાવી દીધું!!





# લાંબા નાદરની ટુંકી સુનાં!!

સંજાણની સુનાં સાથે નવસારીનો નાદર પરણ્યો તો ખરો, પણ થોડાજ વખતમાં બેઉ ને છુટાછેડા લેવાનો વીચાર થયો! કેમજે બેઉનું જોડું કજોડું થયું! નાદર હતો સરકારી ફાનુસના જેવો સાડા છ ફીટ ઉંચો—ને સુનાં અચારના પીપ જેવી સવાચાર ફીટ બટકી!

પેહલા તો પયાર ને મોહબતની જુમમાં ને જુમમાં બેઉ પરણ્યાં, પણ પાછલથી એ ઉંટ બટકની જોડીએ જયારે પોતાની ભુલ જોઈ તયારે જો મલી શકે તો સંમતીથી છુટાછેડાનું હુકમનામું મેલવવાનો વીચાર કીધો!

કરે શું? છુટાછેડા મેલવયા વગર છુટકોજ નહીં હતો! બેઉને ફરવા જવાનો મોટો શોખ, અને વલી ધુલપર લેપડું એક બીજાથી છુટા ફરે નહીં! અને તેમ છુટા ફરે નહી એટલે બેઉ સાથે ચાલે તયારે લોકોને જોવાની ઘણી મજાહ પડે!

નાદર પોતાના લાંબા લટાક પગલાં જે ભરે કેની તે એક પગ એલાર ને બીજે પગ પેલાર! જયારે સુના ઠુસુક ઠુસુક બટકની માફક ચાલવાથી પાછળ પડી જાય એટલે છેડાય! "ઓવાય મરેરે! આએ કંઈ માટીડો છે? બઇરીની અદર કદરજ નથી! મરે, હું પછવાડે પછવાડે રહી જાઉં તેનીબી દરકાર કરતા નથી!"

"ધુલ વાલી એના નામપર" કરીને નાદર મનમાં બડબડી લે, અને તે પછી ઘરમાંથી નીકલતાં રેસના ઘોડાઓ જેમ એકસરખા ઉભાં રહીને પછી પોતાની મંજલ શરૂ કરે તેમ બેઉ માટી બઇયર પહેલાં સાથે સરખાં ઉભાં રહે, ને પછી ચાલવા માંડે! પણ હજી તો ચાર પાંચ કદમ મુકયાં, નહીં મુકયાં કે કુદરતી રીતે લાંબો નાદર બટકી સુનાથી આગળ થઈ જાય! ને તેથી સુના વલી પાછી છેડાય!

નાદર પોતે જો સુનાની બટક ચાલ તરફ જોઈ જોઇને ધયાન રાખીને ધીમે ધીરે ચાલે તો રસ્તાપર ચાલતાં લોકો તેમને જોવા ઉભાં રહે! કેટલાકો ટગ ટગર ટીકે, કેટલાકો પાછળ ફરી ફરીને જોય, અને તેઓ હસે તો સુના તેને વાસ્તેબી છેડાઇ પડે!!–મશ્કેરી કરતા લોકોને સુનઈ દમ કરે કે ગાલબેલ દેવ માંડે એટલે તેને ઘેલી સહમજીને રસ્તાપર માણસોનું ટોલું વધારે પ્રમાણમ એકઠું થઈ જાય! જે જોઈને નાદર શરમઇને તયાંથી છટકી જવા માંગે તે છેડાયલી સુના તેનીબી ઝાટકણી રસ્તામાં ને રસ્તામાંજ કાઢી નાંખે! બોલે હવે કેમ થાય? ચાલે તો દુખ! નહી ચાલે તોબી દુખ!

તયાર પછી સુનઈએ વલી એવી ગોઠવણ કીધી કે તેનો વર એક પગલું ભરે તો તેણે પોતે બે પગલાં ભરવાં! અને તે મુજબ ચાલવા જતાં તેને માલમ પડયું કે તેના પોતાના અઢી પગલાં ભરાય તોજ તેના વરનું એ પગલું થઈ રહે!! હવે તયારે કેમ કરે?

બહુ લાંબો વીચાર કરીને પછી સુનાએ નાદરના એક પગલા સાથે પોતે અઢી પગલાં કેમ ભરી શકે તેની ઘરમાં ખુબ પ્રેકટીસ કરવા માંડી! ને પ્રેકટીસની માથા દુખણ પછી સ્હાંજે વર સાથે ફરવા જતી વખતે તેણે અઢી પગલાં કુદી કુદીને ભરવાં માંડયા તો હવે નાદર છેડાયો! "સુના! જો મહાર સાથે ચાલતી વખતે તું એમ "પોલકા ડાનસ" કરવાની હોય તો પછ મહને ઘેરે પાછો જવા દે! ધોરી રસ્તાપર એમ 'પોલકા મેઝોરકા'ની ચાલ ચાલશે તો નહીં જોતાંબી જોવા ઉભા રહી જશે, ને પછી તું છેડાશે, ને પછ હું છેડાવશ, ને તેમાંથી કજીઓ થશે ને કોઈ સાથે બોહણી પર હું ઉતર પડીશ તો કોરટમાં જવાનો સોદો થશે, ને છેવટે આખા ગામમાં તારી મારી ફજેતી થશે!! તેનાં કરતાં આપણે સાથે ફરવાજ નહીં જઈએ તો કેમ?

"તયારે તેનાં કરતાં આપણે છુટા છેડાજ લઈ લઇએ તો કેમ?" સુના આંખમાં આંસુ લાવીને બોલી, અને પછી અફસોસના એક લાંબા નીસાર સાથે તેણે આગલ વધાર્યું "નાદર, હું કેવું ઈચ્છુંછ કે હુંબી તારા જેવી લાંબી હોતે!"

"તું લાંબી હોતે કે નહી તો હું ઠુંકો હોતે તોબી પરવડતે!" નાદરેબી એક ઠંડા નીસાસાથીજ કહયું.

બોલો, આ દુનીયામાં આવા બરફ જેવા ઠંડા નીસાસા કેટલાં કજોડાંઓ નાંખે છે?

---

# ૧૦

## ગામડેની જીંદગી.

મુંબઇમાં બધી વસ્તી વધી ગઇ છે અને હવા તમામ બીગડી ગઇ છે એવું મારી સાસુ અને હાથની ધરતી રોઝ માથું ખાયા કરે એટલે મેંબી ગામડામાં જઇને રહેવાનો વીચાર કીધો! "ક્યાં જાઉં? કયાં રહું"? એવો વીચાર કરતા કરતા આખરે સાનતાકુરૂસ રહેવા ગયો. સાનતાકુરૂસ રહેવા જવાથી એક તો ગામડેની જીંદગી ભોગવેલી કહેવાય, તાજી હવા મલે, અને ઓફીસનું કામબી સંભાલી શકાય. "દવાઇકી દવાઇ અઓર મીઠાઇકી મીઠાઇ!"

મગર, તે મીઠાઇ ગરમ પડી ગઇ, કેમજે ત્રેનથી, ત્રેનના ટાઇમ ટેબલથી અને ઢંગધડા વગરના ઘડીયાલોથી હું થોડાજ વખતમાં બેઝાર થઇ ગયો! ૭–૨૫ ની ફાસ્ટ લોકલ છે એમ જોઇને નીકલું અને સ્ટેશનપર હસતે મોંઢે તે પકડવા દાખલ થાઉં કે બોરડપર જોઇને તે હસતો ચેહેરો એરંડીયું પીધું હોય તેમ ઉતરી જાય! ફાસ્ટ ત્રેન તો કેઠી પંદર મીનીટ અગાઉની મને લીધા વગરજ ઉપડી ગયલી!!

દોડધામ ને ઉતાવલ કરીને ક્રાફરડ મારકીટમાંથી બીસકીટના ડબા વીગેરે ખરીદીને ઘડીયાલ જોઉં તો તેમાં મુંબઇ છ વાગેલા! જરા આગલ જઇને

બોરીબંદરના ઘડીયાલમાં જોઉં તો સ્ટેનડરડ સાડા છ વાગેલા !! જરા જઇને રાજાબાઇ ટાવરના ઘડીઆલમાં જોઉં તો તેમાં દુશમનના પુરેપુ વાગેલા !!! અને સ્ટેશનપર જઇને જોઉં તો સ્ટેનડરડ સાડા સાત થ ઘડીયાલ બધા ચા પીએ–ફાસ્ટ લોકલ આંટરોડબી છોડી ગયલી હોય– ચરચગેટપરજ ધકેલા ખાયા કરૂં !!

આમ ઘડીયાલ બધા ચા પીએ તેની ફીકરમાં ને ફીકરમાં હું ગેટના સ્ટેશનપરની દુકાનમાં બેસીને કાફી પીયા કરૂં !! અને કાફી જઇને ઘડીઆલની ચા કયારે નદારદ થઇ જશે તેનો સોચ વીચાર કર કયા ઘડીયાલ સાથે મહારૂં ઘડીયાલ સરખું ચલાવવું તેનો લાંબો લચ દોડાવયા બાદ રેલવે ત્રેનના ઘડીયાલ પ્રમાણેજ મહારા ઘડીયાલને ગોઠ પછી રાહતનો એક દમ ખેંચીને છેક અરધે કલાકે આવેલી ત્રેનમાં બે

એક દહાડો એમજ ઘડીયાલના ઘોંટાલાથી સાનતાકરૂસ નહીં ગાડીમાં બેસી ગયો અને વીરાર ઉતરયો! અને તયાંથી બે કલાકે ગાડીમાં બેસીને ધકેલા ખાતો છેક રાત્રે બાર વાગતે હયરાન પરીશા ઘરે જઇને ગામડેની જીંદગીને ખુબ ચોપડી કાઢી!! તો વલી બીજી ઘડયાલને ભરોસે રહીને બોરડ જોયા વગર ઉપડતી ગાડીમાં કુદકો માર તો વાંદરામાં તે પુરી થઇ, અને સાનતાકરૂસની બીજી ત્રેનને આવતા બીજો દોઢ કલાક નીકળી ગયો! થોડાજ વખતમાં હું એવીજ રીતે ધકેલાથી બેજાર થયેલો હતો તેમાં વલી એક દહાડો એવો બનાવ બ છેડાઇ પડીને ગામડામાં રહેવાની વાતનેજ ગોળી મારી દીધી!!

એક દીવસે સહવારના ઉઠીને મેં ઘડીયાલમાં જોયું તો જે ત્રે જવાનો હતો તેને ઘણો વખત બાકી હતો, જેથી મેં લેહેર લહેકે કીધું અને પછી તેવીજ ઢબે બદીઆન અને પાટલુન ઓલવી લ પહેરયાં. દગલો પહેરવા અગાઉ નાશ્તો ખાવા બેઠો કે સ્ટેશનપર આવવાનો ઘંટો વાગયો! મહારી ધણીઆણીએ તે સાંભળીને "તમારી ત્રેન વીલેપારલેથી તો ઉપડીબી!"

ઓ તહારી ! હવે? ઉતાવલ કરવા માંડી, જલદી જલદી હાફ બોઇલ્ડ ઇંડુ ભાંગવા ગયો તો એકનો ચુરો થઇ ગયો અને સફેદી કે દાલ કાંઇબી હાથમાંજ નહીં આવી!! તેટલીજ ઝડપે બીજું ઇંડુ ભાંગીને મોંઢામાં નાંખયું તો જીભ દાઝી ગઇ અને છાતી સેકાઇ ગઇ!! ચા પીવાય તેવી છે કે તે ઝડપથી જોવા માટે આંગલી અંદર બોલી તો આંગલી દાઝી ગઇ! ફુંક મારીને એક ગોટ ચાનો સહરકો ભરયો કે જીભ ને ટાલવાની ખબર લેવાઇ ગઇ!!

આખરે ચા પીધી, નહીં પીધી, કે પાઉંનો ડુચો મોંઢામાં મારીને છત્રી લઇને હું તો દોડયો! રસ્તામાં ઉતરતાં યાદ આવયું કે બઇરીએ તેની ફુઇને આપવા કહેલું પોટલું રહી ગયલું! બધાની પંચાતી પરવડે પણ બઇરી છેડાય તે નહીં પરવડે! જેથી હું પાછો ફરયો ઘરમાં, અને પેલું પોટલું લઇને સ્ટેશન તરફ ગાંડા હાથીની માફક ગાડી પકડવા દોડયો!

સ્ટેશનથી અરધે રસ્તે આવયો તેટલાં મેં આગગાડીની સીટી સાંભલી! સીગનલ નહી આપેલી હશે તેથી વહીસલ મારતી હોવી જોઇએ એમ માનીને સીગનલ નહી આપનારને મનમાં કેટલીક દુઆ દઇને હું દોડતોજ રહયો! સ્ટેશનથી હવે થોડેજ છેટે હતો તેટલામાં સ્ટેશન પાસેના નવરોજી નાનખટાઇનો કુતરો સામો મલ્યો! કુતરો મહને દોડતો જોઇને મહારી પુઠે દોરવા લાગયો, અને નાનખટાઇના કુતરાને દોડતો જોઇને તેની જાતવાલા-માંના ચાર પાંચ કુતરાંઓબી દોડવા લાગયાં!

પુઠે પડેલાં કુતરાં હવે પાસે કુદીને મારા પગના બોટાંનો હીસાબ ચુકતે કરવા માંગતાં હતાં! જેથી બુમ બરાડા પાડવા સાથે હાથમાંની છત્રીને ગોલ ગોલ તલવારના પટાની માફક ફેરવવા માંડી! રસ્તે ચાલતા રાહદારીઓ મહને તેવા અવતારમાં જોઇને એમ સ્હમજયાં કે થાણેના મેડહાઉસનો દરવાઝો ભુલચુકમાં ખુલ્લો રહી ગયો હશે અને હું તેમાંથી છટકીને આએ તરફ ઉતરી પડયો હોઇશ!

કુતરાં ભોંસે ને મારી પર કુદવા જાય! તો હુંબી ખુમ બરાડા પ
છત્રી સાથે તેમનાપર હુમલો લઇ જાઉં! એવી રીતે કુતરાંની લડાઇમ
પડયો કે ટ્રેનને ભુલીજ ગયો પણ ટ્રેન જેવી સ્ટેશનમાં દાખલ થઇ
કુતરાં તરફથી ચેહરો ફેરવીને સ્ટેશન તરફ જે જોયા વગરજ દોડવા મ
કેની તે મહારી અડફટમાં એંસી વરસની એક ડોસી આવી ગઇ,
"ઓઓઓઓ, મરી ગઇ!" કરીને ડોસી તો લાંબી છર થઇને ભોં
સુઇ ગઇ!!

હું તો સમજયો કે ચાલ ડોસી ખાપરી ગઇ!! અને જેમ મોટર
કોઇ આવી જાય ને દોડતી મોટર કેમ ચપક દઇને ઉભી રાખવામાં
તેમ મેંબી મહારી સ્પીડ એકદમ દાબી દીધી, યાને હું દોડતો તરતજ
રહી ગયો!! વાંકો વલીને ડોસી મરી ગઇ છે કે કેમ તે જોવા ગયો
ડોસીએ ભોંયપર પડેલી ને પડેલી રહીનેજ મહને સ-તરસોને સ-ત
ગાલો દીધી!!

ડોસી ખાપરી નથી ગઇ એમ જોઇને જીવમાં જીવ આવયો!
તેમ ડોસીને ઉઠાડીને બેસાડી તો આસપાસ જમા થયલા લોકોએ
ધુળ પખોડવા માંડી! "મહારા સાહેબ, આંધલાં ઉંટની કાણી દોડોઇ
તમુને આગલ પાછલ જોવાની આંખબી નહીં મલે!!"

એકે મહને આંધળો કહયો! બીજાએ કહયું "અરે એ તો દ્રી
હય!" તો વળી ત્રીજાએ તાપસી પુરી "બાબા! ઇસકા દીમાગ
ખાનેકુ ગયા હય!"

"માઠું થયું તે સારાને કાજે!" ડોસી અડફટમાં આવી ગઇ
એક વાત એ બની કે પેલાં પાછળ પડેલાં કુતરાં ત્યાંથી પોબારા ગણી
કુતરાંની પીડામાંથી છુટયો, પણ "પેણામાંથી ચુહલામાં પડયો!" જેમ
બધાંને સમજાવી ઝડપથી પેલી ડોસીને ખીસામાંથી પાંચની એક નોટ
ડીને આપી દીધી અને પછી ટ્રેન પકડવા દોડયો કે તેજ વખતે "ઉઉઉ
કરીને એક ચીસ પડી, અને "છુઉઉઉઉક" કરીને ટ્રેન ઉપડી ગઇ!!

હું તો તે દીવસે ઓફીસમાં જવાને બદલે ઘરેજ ગયો અને બઇરીને સમજાવી પટાવીને પોટલાં જોટલાં બાંધીને પાછો મુંબઇ આવયો! બા, હજાુણ આપણું મુંબઇ પરવડે, પણ તાજી હવાવાલું તમહારૂં ગામડું નહીં પરવડે!! મુંબઇમાં તો કેઠે જવું હોય તો ચપક દઇને ત્રામ મલે અને તેમ ચપક દઇને કદાચ નહીંબી મલી તો ઝપક દઇને એકાદ વીકટોરયામાં કુદી પડયા, કે નહીં તો પછી ટેક્ષીમાંબી વખતસર ઓફીસમાં પહોંચી જવાય, પણ આંએ તો કૂતરાનો અવતાર લઇને દોડતા જાઓ અને તેવેજ અવતારે ધકેલા ખાતા આવો, ને જો ત્રેન નહીં મળી તો કલાક બે કલાક સ્ટેશનપર માંખજ મારયા કરો!! નારે બા, ગંધાતી હવા છે પણ તેમ વળી સુખ સગવડબી છે કેની!



# ૧૧

## અમારી આયા જતી રહી!

કોઇ કાંઇ નવું નવું શોધે તો તે શોધકને ઉત્તેજન આપવા માટે મારો જીવ ઘણો ખુશ થઇ જાય! આપણા દેશમાં જેટલા પેટનટો લેવાય તેટલા માટે મને ખુશાલી ઉપજે અને દરેક પેટન્ટે મને અકેક શેર લોહી વધે!

એમજ એક દીવસે કોઇએ એક નવી જાતની નીસરણી બનાવી, જેમાં એવી તરેહની તરતીબ વાપરેલી કે જેથી એક ચાંપ દાબવાથી તે નીસરણી એક નહાની ટેબલમાં બદલાઇ જાય! અને વલી તે ટેબલની ચાંપને દાબીએ કે ટેબલ એક બાજટમાં ફેરવાઇ જાય!!—મેં એ નીસરણીના શોધકને-મુબારકબાદી લખી મોકલી અને તેની એક નીસરણી મોંઘી કીંમતે ખરીદી!

વાહ ! વાહ તે બેનને ! જેણે આવો એક "ત્રાયો" એકજ ચીઝમાં સમાવી દીધો ! નીસરણી !—નીસરણીમાંથી ટેબલ !—ટેબલમાંથી બાજટ ! !

તે નવી જાતની નીસરણી મેં ખરીદી અને જે દીવસે તે મહારા ઘરમાં આવી કે મેં તેને રાંધણીમાં મુકાવી દીધી ! મહને કાંઇ અગત્યનું કામ હતું એટલે તેજ વખતે તે નીસરણી તપાસવાની વાત બની નહીં !

અરધો એક કલાક ગયો હશે કે હું ને મારી બઇરી જે ઓરડામાં બેઠેલાં હતાં ત્યાં એક દુખ ભરી મોટી ચીચીયારી સંભલાઇ ! અમે ગભરાઇ ગયાં ! મારી બઇરી કેહે જે રાંધણીમાંથી સાદ આવ્યો અને મારી સાસુ કેહે જે ગોડાઉનમાં ભુત ભરાયો ! !

હજુણ તો હું વમાસણમાંથી નીકલું તેટલાં મારો બુચો દોડી આવીને કહેવા લાગયો "મમમા, પપપા, આપરી નવી નીસરણીપરથી આયા પરી ગેઇ ને આયાનો પગ ભાંગી ગીયો !"

તે સાંભળીને અમો બધાં રાંધણીમાં દોડી ગયાં, અને ત્યાં જઇને જોયું તો ખરેખર ! નવી લીધેલી નીસરણી ટેબલના આકારમાં એક બાજુએ પડેલી, અને અમારી આયા બીજી બાજુએ ઢગલો થઇને કલવઇ કલવઇને રડે ! !

પુછતાં જણાયું કે ઉપરથી લાકડા પાડવા માટે આયા નવી નીસરણી-પર ચઢી તો નવી નીસરણી ઢીમચા જેવી આયાના બોજથી વલી ગઇ ! અને વલી જતા સાથે ફેરવાઇને ટેબલમાં બદલાઇ ગઇ ! ને આયા બોમ્બના ગોલાની માફક નીસરણીપરથી ઉડીને મોરીમાં પડી ગઇ ! અને મોરીમાં પડવા સાથેજ ગુંટણમાં એવું લાગું કે આયા ચીસ નહીં પાડવા માંગતી હતી છતાં તેનાથી ચીસ પડાઇ ગઇ ! !

આયાને વાસતે ભીમ બોલાવ્યો અને ભીમ આવીને પાટા બાંધી ગયો કે પછી દવા આપવા માટે ડાકટર બોલાવ્યો ! ! શું કરીએ ? એક તો જેમ તેમ આયા મલેલી તેમાં વળી જો એ જતી રહી તો પછી મારી બઇરીને ઘણી આબદા પડે !

જેમ તેમ આયાને સાજી સમી કીધી તો આયા એવું સમજતનું ફરજંદ કે બહોંસે પેલી ટેબલ વાપરવા લાગી ! આયાને ધણીબી સ્હમજાવી, પણ તે તો જાણે પોતાને વાગયું હતું તેનું વેર લેવાની થયલી હોય તેમ પેલી ટેબલ પાસે મહેનત મજુરી કરાવવા લાગી !

તે વીચીત્ર ટેબલે એક બે દીવસ તો આયાને નહીં સતાવી, પણ પછી ત્રીજે દીવસે પાછું તેને વહાડ઼ આવી ગયું કે શું ? તે આયા ટેબલપર પ્યાલા રકાબી મુકીને પોતે હાથ મુકી મહારી બઇરી સાથે કાંઇ વાત કરવા ગઇ, કે તેજ વખતે ટેબલ પચાક દઇને ડબાઇ ગઇ, તેની ઉપરના પ્યાલા રકાબી ગરમ ગરમ કાફી સાથેજ ઉડીને આયાના ડીલપર પડયાં, અને ટેબલ સરકસના કસરતબાજોની માફક બે ચાર ગોલાંટ ખાઇને એક બાજટમાં બદલાઇ ગઇ ! !

પેલી વખત આયાના પગ લચકઇ ગયલો અને પાંસરામાં બાલદી ભોકઇ ગયલી ! જ્યારે આએ વખતે આયા માથે મોંઢે સખત રીતે ગરમ કાફીથી દાઝી ગઇ ! !

હું તે નવી જાતની વસતુ માટે પઇસા બરબાદ ગયલા જાણીને જેટલો અફસોસ નહી કરતો હતો તેટલો મારી બઇરીની મદદગાર આયા માટે કરતો હતો !! કેમજે, આયા તો મારી બઇરીના હાથપગ સમાન હતી. આયા નહી હોય તો બઇરીબી પગથી માથાવેર બનદુસ ઓઢીને ઘોલ્યાપર ખુશાલ આખા આખા દહાડા સુધી સુઇ રહે !! પુછું કે "શું છે ?" તો કહે કે "તબીયત બરોબર નથી."

મગર, મારી ગમે તેટલી સહમજાવત છતાં આયા તો છેડાઇને ચાલીજ ગઇ—હુંબી છેડાયો ! મેં જોયું કે નખોદગયા બાજટને માટે સુનના જેવી કામકાજની કરનારી ચાલાક આયા ચાલી ગઇ તો પછી મેંબી છેડાઇને તે વીચીત્ર બાજટને ગોદાઉનમાં ઉડારી દીધો ! ગોદાઉનમાં જઇ પડવાની સાથેજ બાજટને પાછું વહાડ઼ થઇ આયું ! તેણે બે ચાર ઉંધા ચટટા સમરસોલટસ ખાધા, અને ઉડી કુદીને ફરીથી ટેબલના આકારમાં બદલાવા માંડયું ! !

હું તે વીચીત્ર શોધક માટે હવે મુબારકબાદીના શબ્દોને બદલે ગાલ ગલોજના શબ્દો બોલવા લાગયો ! કેમ જે એવો તે કયો તે ઉજબખ ને અનનાડી મુએલો હશે કે તેની નીસરણી આપણી મરજી પ્રમાણે નહીં ચાલે અને પોતાની મરજીમાં આવે ત્યારે ગમે તે વખતે બદલાઇને ટેબલ કે બાજટ બને ! ! આપણા હીનદુસતાનના પેટનટ લેનારાઓ એ હીસાબે કાચચા તો ખરા !

ખયર ! હીંદુસ્તાનના પેટનટ લેનારાઓ કાચચા હોય કે પાક્કા તેની ચુનોચેરા કરવાનો મને વખતજ નહીં હતો કેમ જે અમારી આયા જતી રહી હતી અને હવે બીજી આયાને શોધી લાવવાના વમાસણમાં અમો બેઉ માટી બઇયર પડયાં હતાં !

" હવે ? નવી આયા કેવી રીતે મેલવવી ? " મારી હાથની ધરતી મહને પુછવા પડી.

મેં તેનો તોડ શોધી કાઢીને કહયું " આપણે જાહેર ખબર છપાવીએ તો એક આયા મલી આવે ખરી."

" પણ, આજે તો આયાઓનેબી કાંઇ થોડો મીજાજ બરયોછ કે ? " મારી બઇરી મહને સ્હમજાવવા લાગી " એ નોકર લોકો આજે શેઠ બાઇ પર દોર ચલાવેછ ! અગઉના વખતમાં આયાઓ બાઇની નોકર કહેવાતી'તી પણ આજે તો બાઈ લોકો આયાઓની ઘોરસદ કરતી કરતી બધી મરવા પડેછ ! વારૂ, તમે જાહેર ખબર કેવી રીતે છપાવવાના છેઓ તેનો ખરડો મને ઘડી કાહાડીને બતાવોની."

અને મેં અરધોક કલાક કાગઝ ને પેનસીલ સાથે ફાંફાં મારીને તે 'ખરડો ઘડી કાહાડયો,' અને મહારી બઇરી આગલ વાંચયો " જોઇએ છે ઘરના ઉપરના કામકાજ માટે એક આયા—જો આયાને રાંધણીનો સામાન ગમતો નહીં હશે તો અમે બાવરચીખાનાના તમામ વાસણો બદલીને ચાંદીના બનાવવા ખુશી છીએ—વળી ઘરમાં જેબી ભાંગ તુટ આયા કરશે, તે તરફ

ચામણા કરવામાં આવશે—ઘરમાંથી જે કોઇબી ચીઝના આયા પગ ખશે યાને પોતાની કોઇ કચતાન બેન કે અનતુન ભાઇને ચુપચાપ દેશે તો તેને માટેબી વાંધો લીધામાં નહીં આવશે. દર આતવારે જવાની આયાને રજા આપવામાં આવશે, અને દરરોઝ સાંજના ;રવાબી જવા દીધામાં આવશે.—વલી દીવાબતી કરતી વેળા જો ાાસલેટ સલગાવી મુકીને ઘેરને આગબી લગાડશે તો તેમાં અમો વાંધો લઇશું નહીં પણ ઉલટા ખુશી થઇશું કેમ જે તેના તેવા શેહેરના બુંબાખાતાને કસરત મળશે,—લાયક માણસને ઘણો સારો માપીશું."

.રી બઇરી તો ઉંળા આસમાનસે ચડાવીને તે સુફીયાણી જાહેર સાંભળવા લાગી! અને હું વાંચી રહયો કે તેણે બુમ પાડી "અરે, બક્કલપર અરધો શેર એઠીયું પડે, એવી તે કંઇ જાહેર ખબર લખ-ાય? મુઇ કોઇ સહેજ સહાજ ઇતરાત વગરાતવાલી હોસે તો તેનું હેર ખબર વાંચવાથી પુરૂં કાતરીયું ખસી જશે!"

તયારે તું કેહે તેમ જાહેર ખબર લખું," મેં નાંખતી કાધી.

બસ ફક્ટ લખો કે એક આયા જોઇયેછ, ને લાયકાત મુજબ પગાર

ુ મને તે વખતે કાંઇ યાદ આવી ગયું તેથી મેં કહયું "જોની ાાજે તો જે વધારે નાલાયક હોય તેજ પગાર વધારે માંગેછ! જે ાધારે અજ્ઞાન એટલે કામની માહીતી વગરના હોયછ તે લોકો કામ માણસોથી વધારે પગાર લેવા માંગેછ! આ તબકકે મને એક ; આવેછ જે એક ઇંગ્રેજી નાટકના સંબંધમાં છે, જે નાટકમાં ગામ- ; છોકરી એવીજ રીતે આજકાલની આયાઓની માફક મોટા મોટા ધરાવેછ! તુંબી ઇંગ્રેજી તો થોડું ઘણું જાણેછ એટલે પછી "કોલીન નામ તો સાંભળયુંજ હશે."

કોણે બોમ્બ મારયો?" મહારી બઇરીએ પુછયું.

"અરે બોમ્બ શાનો મારે જો!" મેં કંટલઇને કહયું "કોલીન બોન! કોલીન બોં—બોં—"

"પણ તે એ બોં તે કીયા જનાવરનું નામ છે?"

"જનાવરનું શાનું નામ?" મેં બુમ પાડી "કોલીન બોં! કોલી બોં! Colleen Bawn નામનો નાટક છે તે!"

"હોસે, તે શું?"

"તે નાટકમાં મકુંજે તેના લેખક મી૦ બુસીકોલ્ટે—"

પણ તેટલાં તો મહારી બઇરીએ મહને અટકાવયો અને વચ્ચે બોલી "જોવની, તમુંને હું એક આયા શોધી લાવવા કેહુંછ તો તમે બુસી કોલટ ને કુસી કોલટ ને તેના બોં ને બું'ને કહાં સેકો તાણોછ? અમથો ને જૂઠકો લવારો બકારો કરીને વખત ગુમાવોછ તે કરતાં ટગલો પહેરીને દોડી જાઓ ને સાંજ સુધીમાં મને એક આયા તો જરૂર લાવીજ આપો."

ટગલો ઓલવીને છત્રી ખભે મારીને હું ચાલ્યો! બાવા, બઇરીથી હાથ જોડયા! એ પરણીને આવીછ ત્યારની આએ દશમી આયા અને વાસ્તે લઇ જાઉંછ! ધોબીના વાગાની માફક આયાઓ બદલાતી જાયછ, ને દર વખતે નવી આયા લાવવા જવા માટે મનેજ ધકેલા ખાવા પડેછ! માટે બાવા, મારી બઇરી જેવી બઇરી મલવાની હોય તો મારી સલાહ માનીને પરણવાના અખાડાજ કરી જજો!

# ૧૨

## નેચરલ કે અનનેચરલ ?

મુંબઇના એક ઘણા જાણીતા આરટીસ્ટને એક વખત એક મદદનીશની જરૂર પડી આવી! મેં મારા એક દોસ્ત પેસી કરાકરીને તે હોદાપર મોકલી આપયો.

હવે પેસીને કેઠી તલાવમાં, નદી નાલામાં, અને દરીયામાં પડીને નાહવાની આદત! જે આદતની મહને પોતાનેબી ખબર નહીં અને પેલા ફોટોગ્રાફર આરટીસ્ટનેબી ખબર નહીં!

નોકરી રહયા પછી ચાર પાંચ દીવસ તો ગાડું ઠીક ઠીક ગબડયું, પણ તે પછી એક દાહાડે જ્યારે આરટીસ્ટે એક દરીયાનો દેખાવ ચીતારીને પોતાના સ્ટુડીઓમાં મુકયો ત્યારે પેસીએ ઘોંટાલો વાલ્યો!!

આરટીસ્ટ દરીયાનો દેખાવ કેનવાસ પર પાડીને તે કેનવાસને લાકડાની ફરેમમાં જડીને બાહર કોઇને મલવા માટે ગયો અને તેના બાહર જવા દરમ્યાન પેસીને તે પીકચર જોવાની મરજી થઇ આવી.

પેસી ઉભો રહીને તે ચીત્ર ખુબ ધ્યાનથી જોવા લાગયો અને ઘણા ધ્યાનથી એમ જોતાં જોતાં તે પેલા આબેહુબ પીકચરના ઉંડાણમાં એવો ઉતરી ગયો કે તેનું મગજ ચકભમ થઇ ગયું અને તે એમજ સ્હમજયો કે પોતે દરીયાના પીકચર પાસે ઉભેલો નથી પણ ખરેખર તે દરીયે કીનારેજ ઉભેલો છે!!

દરીયે કીનારે ઉભેલો છે એવો વીચાર આવતાંજ પેસીની જે આદત હતી તે તેને હઇએ ધાઇ આવી!! તેણે આસ્તે આસ્તે પોતાનો દગલો ઉતારયો, પછી બહીઆન કહાડીને સદરો ઉતારી કસ્તી છોડી, અને દરીયાના પીકચર તરફ ટગર ટગર જોતાજ રહીને તે ચાર પાંચ કદમ પાછલ હઠયો, પાછલ હઠીને તેણે ગરદન નીચે નમાવી, અને હાથ પહોળા કરીને જે

ભુસકો મારયો કેની તે કેનવાસને ચીરીને ધમમમમમ દઇને ભોંયપર ફીકાયો!

આરટીસ્ટના માળા નીચેલા માળપર કોઈ એક બાહારગામથી આવેલું કુટુંબ રહેતું હતું તે એમજ સ્હમજયું કે મુંબઇમાં ધરતીકંપ થયો છે!!

ઝમીન માપવા પછી પેસી કરાકરીને સ્હમજ પડી શકી કે પોતે કાંઇ દરીયા કીનારે ઉભેલો નહીં હતો, પણ દરીયાના પીકચર સામે ઉભેલો હતો!!

લોહીથી ઝઝરતું નાંક લઇને તે મદદની બુમ પાડતો નીચે ગયો, અને તેજ વખતે નીચેવાલાઓએબી જાણ્યું કે ધરતીકંપનો આંચકો લાગયો નહીં હતો પણ એ તો કરાકરીના ભેજાંનાં વાંધાનો આંચકો લાગ્યો હતો!!

તેટલાં આરટીસ્ટ પોતે બાહરથી આવી લાગ્યો! અને તેણે પેસીનો અવતાર જોઇને આવો એક ચકકર મદદનીશ મલવા માટે અફસોસ કીધો! —પેસુ તો સ્હમજયો કે આરટીસ્ટ હવે તેને રજા આપી દેશે! પણ નહીં!! આરટીસ્ટે તો કહયું કે "આના જેવી કોમપલીમેનટ અને સરટીફીકેટ આજ સુધી તેને (આરટીસ્ટને) કોઇએ આપીજ નહીં હતી!!"

તેના દરીયાના પીકચરને ખરેખર દરીયો સહમજીને તેમાં ભુસકો મારીને તેની મુંગી કીરતી વધારવા માટે આરટીસ્ટે પેસુના પગારમાં પાંચ રૂપીઆનો વધારો કરી આપ્યો!!



# ૧૩

## આવડ વગરની ખેતી !

મુંબઈમાં ઘણા ઘર તોડી પાડવાના છે અને ઘરો રહેવા માટે મલતા નથી તેથી કેટલાકોએ સંપ કરીને જઇને બોરીવલીમાં કેટલીક જગ્યા લીધી ! જેમ તેમ કરીને જોઇતી ચીજોની ગોઠવણુ કરવાં બાદ ત્યાં ખેતીવાડીનું કામ શરૂ કીધું.

આ કામમાં બધાંની અંદર "હોલીનું નાળીયર" થઇ નીકલનાર પાહલી પસતું હતો ! અને તેથી પસતાંએ ખેતીને માટે મુંબઇ આવીને પોતાને હાથે જાતે તરકારીના બીયાં ખરીદયાં. ઉલટમાં ને ઉલટમાં જોઇએ તે કરતાં વધારે બી ખરીદીને ગુણની ગુણ ભરી પાહલીએ બોરીવલીમાં રવાના કીધી !

ઘણા બીજ ખરીદેલાં હોવાથી તેમાંથી બીતરૂટ અને કાંદાના બી પાસે આસેના બે ત્રણ પાડોશીને આપયાં, અને પછી પોતાના ખેતરમાં બાકીના સલગમ, મુળા, કોબી, સેલેરીનાં બીજ છાંટી દીધાં!

પસતાના બાપદાદાએ ખેતી કીધી હોય તો કે? બોરીવલી વસાવવા સાથે મગજમાં તેણે ખેતીની ધુણ વસાવી લીધી અને બીયાંવાલાએ જે બીયાં આપયાં તે લાવીને ખેતરમાં નાખયાં ! બી ઉગયા તયારે એવું માલુમ પડયું કે કાંઈ ખોટું થયું છે, જેથી ખેતીવાડીના એક એકસપરટને તપાસ કરવા માટે પાહલી પસતાએ બોલાવયો !

ખેતીવાડીનો તે ખાં હતો પુણાનો મરાઠો, અને પાહલી પસતાંને ઇંગરેજી ઠાકે નહીં! એટલે પછી પાહલીએ અરધી ગુજરાતી અને અરધી મરાઠીમાંજ ફેંકવા માંડયું ! હવે અધુરામાં પુરૂં રાવ સાહેબને કેઠું ગુજરાતીમાં બોલવાનો શોખ હતો એટલે તેણે ગુજરાતીમાં છબરડા કરવા માંડયા!!

"બસા રાવ સાહેબ, ઈહા 'સલગમ'વર નજર તાકા ! આણી માલા સાંગા કી હેલા કાય ઝાલા કે અસા ઝાલા ?" પાહલીએ ચલાવયું.

અને જ્યારે પાહલીએ 'સલગમ'પર નજર નાખવા કહી ને રાવ સાહેબ ફીરતીકરે તે 'સલગમ'ને 'કાય ઝાલા કે અસા ઝાલા' જોવા માંડયું કે તે ફાટીજ ગયો !!

"શું ? તમહે શું કહયાં ? આ સલગમ ચે ?" રાવ સાહેબ ભવાં ચઢાવીને બોલ્યો "સલગમના પાન હીરવા અસતે કે લાલ અસેચ ?"

"અસતે તો સલગમચા પાંદડાં લીલાં ! પરંતુ મી સમજલા કે એ હોલીચા મહીના ચાલેછ તે સલગમના પાંદડાંબી લાલ રંગ દીલપર લગાડીને જમીનમાંથી ઉગી નેકળેછ !"

"અરે સલગમ કઇ માણુસ ચે કે હોલી કરેચ ?" રાવ સાહેબે સહેજ ગરમ થઇને કહયું અને પછી ખુલાસો કીધો "એ તો લાલ ભાજી ચે !"

"લાલ ભાજી ? મી તો સલગમચા બીયાં સહમજીને ઈકત ઘેતલાં !" અને પાહલી પસતું સહમજી તો ગયો કે બીવાલાએ સલગમને બદલે ભાજીના બીયાં દફરાવી દીધેલાં ! છતાં પોતાનું અજ્ઞાનપણું નહીં જણાય તેથી તે ઝટ વાત ફેરવી તોલવા બીજી તરફ રાવ સાહેબને લઈ ગયો.

"એલા પાહા" પાહલીએ બીજું ખેતર બતાવીને કહયું "એ લાલ મુલાચા રોપા ઝાલા આહે !"

"લાલ મુલા ?" રાવસાહેબે પાછી બુમ પાડી "અરે એ લાલ મુલા નથી, એબી લાલ ભાજીજ ચે"

"એબી લાલ ભાજી છે ? અરે તેચચી !" પાહલીએ બુમ પાડી.

"હા, એ લાલ ભાજીજ લાયવા તમહે !" રાવસાહેબે બોલવા માંડયું, પણ પાહલી ફરીથી વાત બદલવા માટે તેને બીજી ગમ લઇ ગયો.

"આ ખેતરમાં કોબીચા બીયા તાકેલા આહે!" પાહલી બોલ્યો "લહી લહી વખાણ કરૂન કરૂન દુકાનદારને દીલા આહે!"

"અરે પણ એબી તો લાલ ભાજીચાજ રોપા આહે!" રાવસાહેબ પગ જમીનપર ઠોકીને બોલ્યો.

"અરે તેચ્ચી! કાય? કાય મનતા? એબી લાલ ભાજી? રાવસાહેબ આજે તુમી ખતુમરાચી લાલ ભાજીચા નાશતા કરૂન તો નાઈ આલા? હે કાય! તુમી તો સલગમલા મનતે લાલ ભાજી! મુલાલા મનતે લાલ ભાજી!–કોબીલા મનતે લાલ ભાજી!–સરવેલા મનતે બસ લાલ ભાજી!"

"પણ તુમી લાવેલા ચે લાલ ભાજીચા બી ને ઉગેલાબી ચે લાલ ભાજી! તો પીછે હું કાય સાંગુ તેને? તુમી તો એટલા લાલ ભાજી લાવેલા ચે કે તુમી ખાએચ, તુમહારા ઘેરના માણુસા ખાએચ, તુમહારા સગાસોઇરા ખાએચ, તુમહારા સાત આઠ પેઢી ખાએચ, તીતકા સુધી એ લાલ ભાજી પુરી નહીં થાયચ! બીજું કાંઈ જેવણ નાહીં જેવેલ, ને રોજ લાલ ભાજીજ જેવેલ તોબી એટલા બધી લાલ ભાજી તુમહારા ખેતરમાં પાકેલા ચે કે પનનાસ વરસ સુધી એ ખાયેચ ને ખલાસ નહીં થાયેચ!"

"તો શું માલા બીયાંવાલાએ ફસાવલા?" પાહલીએ મનમાં ચીરડાઇને પછી મોટેથી બુમ પાડી.

"તુમાલા કાય લાગતે? ફસવલા, સાબુત ફસવલા સલગમ, મુલા, કોબી બધા સારૂ ભાજીનાજ બી દફરાવલા!"

"તો મી એક દાંડા ગેઊન તેંચા ડોકા જાઊન દફરાઊન તાકીલ!" પાહલીએ "માંદો તો માંદો પણ તંગરી ઉંચી" રાખીને વાત કીધી.

"અરે તુમી બીવાલાચા માથા તોરૂન તાકેચ તે આદ્દી તે તુમચા પાડોશી આવીને તુમચા ડોકા તોડી નાખેચ!"

"કેમ?"

"તુમી તેનલાબી કાંદા ને બીતરૂત સાગુન લાલ ભાજીચાજ બીયાં દીલા."

"પણ તેચા પઇસા કોની દીલા? તે બીયાં તો મી તેલા મુફત દીલા!"

"મુફત દીલા ખરા! પણ તુમચેહ ભરોસો રાખીને કાંદાં ને બીતરૂત સમજુન બી તાકલા, તેની ઉપર મેહેનત કેલા, ને પીછે આખી વાડી ભરૂન લાલ ભાજીજ ઉગલા, તો તે સાથી તેલા ગુસ્સા નહીં લાગે? કાહે વાત સાંગતા!"

પાહલી પસતાંએ જોયું કે આએ "વગર ખાધીની મોરચી" થઇ! મફતમાં બી આપીને ઉલટો ઉપરથી અપજશનો સોદો થયો!

રાવ સાહેબને ફી આપીને વીદા કરી તેણે જઇને પાડપાડોશીને પગે હાથે લાગી લીધું! અને તે બાદ બોરીવલીના સો બસો ઘાટી ને દુબલા મજુરોને એકઠા કરીને પેલી તમામ લાલ ભાજી ખેતરોમાંથી ઉખેડી નાંખી!!

તે દીવસ પછી પાહલી પસતાંએ ખેતી કરવાનું માંડી વાલ્યું!!



# ૧૪

## દુખતો દાંત!!

આજ કાલ જરા જરામાં લોકોનાં દાંતમાં "પસ" ભરાવાનું "ફેસ" થઈ આવે છે! દાંતના ડાકટરો મુંબઇમાં વધી ગયા છે અને તેટલાજ પ્રમાણમાં અચાનક દાંતના દરદીઓબી સંખ્યાની બાહર થઇ ગયાં છે!! અધુરામાં પુરૂં દાંતના ડાકટરો ઉપરાંત કેટલીક ચીનીઓ દાંતમાંથી કીડા કાઢવા માટે એક લાકડી અને એક સુઇઓ એવા બે મોટા કીમતી (!) હથીયારો લઇને ઉતરી પડી છે, અને "કીરા કારો" નો રાગડો ચીનાઇ હબે

કાઢીને પછી બે પાંચ છ કીડા દાંતમાંથી કાહાડીબી બતાવે છે!! ટુંકા પગની આ ચીની ડાકટરણો નીકલી છે, છતાં દાંતના ડાકટરોનો ધંધો તો અસલીજ ઢબે જોરમાં જેમનો તેમ ચાલુજ છે!

એવીજ રીતે એક દાહડે એદલ તુરીયાંનો એક દાંત દુખવા લાગ્યો અને એદલ જરા 'કાંગલો' વધારે હતો તે તેણે તો બધું આખું ઘર ગજાવી મુકયું!!—એદલની બઇરી કહે કે "કોલનવોટરમાં બોરીને રૂનું પુમરૂ મુકો!" તેમ કીધું અને જ્યારે તેથીબી નહીં વલ્યું તો એદલની સાસુએ સુચના કીધી કે "મરૂરે મરૂ, જી ભરૂ, જરા તપકીરનો સહરૂકો ભરીને તમાકુનું પાતરૂ ચાવો!" સાસુની સુજે તુરીયું ચાલ્યો તો માથામાં ઘેણ ને મોંઢામાં ફીણ જેવો હીસાબ થયો, અને એદલ તો ઓકવા ને ઉલટી કરવા લાગ્યો!

"ઓ માયરે! મરી ગીયોરે!" કરીને એદલે સાસુની બધી સાત પેઢી ધોઇ નાંખી!! તેટલાં પાસેથી આસી ખસર ખસર સપાટ ઘસડીને આવીને બોલી "ઓ વઇરે માય! તપકીર સુંઘીને તમાકુ કોણ ખાય?" અને તેણે તે પછી સલાહ આપતાં વધાર્યું "બાવા તુંરીયાંજી, તમહે બાવા મરીની બે ચમટી નાંખીને ગરમ ગરમ ચાએ પીઓ ને દાંતમાં ખાડો પરીયો હોય તોંહ લવંગ મુકો."

તમાકુની ઘેણમાં એદુ ધુંધલાયલો હતો તેમાં આસીની સલાહ મુજબ મરીની ચા પીધી તો પેટમાં જવાલામુખી પરવત ફાટી નીકલ્યો હોય તેવું થયું! અને એદુ તુરીયું વાંકો ચોકો તુરીયાં જેવો થઇને ધીલો ઢબ બની ધોલ્યાપર મુવા મુડદાં જેવો પડયો!!

બીજે દહાડે બીછાનાપરથી ઉઠતાને વાર તે કપડાં પેહેડીને દાતનાં ડાકટરને તયાં ગયો. ઘરમાંનાં બીજા સગાંઓએ ગમે તેટલી નવી નવી દવા ફરમાવી તો તે માનીજ નહીં, ને તુરીયું ગુપચુપ હડપચીએ હાથ મુકીને ડાકટરને તયાં ઉતરી પડયો!

જે દીવસે એદુ તુરીયું દાંત પડાવવા ગયો તે દીવસે કેહું ભલા માણુ-સના ફરઝંદ ડાકટરને અમેરીકાથી તુરતજ આવેલા એક મશીનથી દાંત પાડવાનું સુજ્યું ! ડાકટરે તુરીયાને ખુરસીમાં બેસાડયો અને પછી પેલું નવું મશીન દુખતા દાંત પર મુકીને પગે મશીનનો એક ભાગ દાબયો કે તુરીયાએ એક ભયંકર મોટી ચીસ પાડી !–તુરીયું વળ ખાઇને ખુરસી પરથી બેવડો થઇને ઉછલ્યો ! અને ભોંયપર પછડાઈ પડતાંજ તેણે બુમ પાડી "ઓ ડાકટર, મરી ગીયો!"

"ડાકટર કાંહ મરી ગીયો ? હું તો જીવતો છેઉં !"

"અરે તમહે મરી જતે તો પીડા જતે ડાકટર ! ઓ બાપરે ! ઓ માયરે ! તમહે મહને મારી નાંખયો ડાકટર !"

"પણ શું થયું ?" ડાકટરે ગભરાઇને પુછ્યું.

"અરે એવી રીતે દાંત પાડવાના ધંધા કરોછ તેના કરતાં કરોપના અસતરાએ લોકના ગરાંજ કાંય નહીં વેતરી નાંખતા ?"

"તમારો દાંત તો તુટી ગીયોછ !" ડાકટરે સધીયારો આપયો !

"અરે પણ દાંતની સાથે મહારો જીવબી જતો રહયોછની ! ઓ બાપરે ! ઓ માયરે !"

"ચાલો ઉઠીને ઉભા થાઓ, હું દવા મુકું, એટલે નરમ પડી જશે."

જેમ તેમ લપેડા ખાઇને એદુ તુરીયું અફલાતો ઝીકાતો ઉઠયો અને ખુરસીમાં બેઠો ! ડાક્ટરે કોગલો કરવાની દવા આપી જેથી કોગલો કીધો, અને તે પછી એદુએ પોતાનું આંગલ્લું મુકીને જોયું તો ડાકટરે જે દાંત ખવાઈ ગયલો તે નહી પાડેલો ! પણ કેડો બીજો દાંત જે આખો ને સારો હતો તે ખેંચી કાઢેલો !

તુરીયાએ ગરમ થઇને ડાકટર આગલ ખુલાસો કીધો ! ડાકટરે ભુલ થઈ હતી તેની માફી માંગી અને ફરીથી પેલો દુખતો દાંત તોડવા માંગયો ! એદુએ કહયું "ડાકટર તમહે જે ઢબે દાંત પાડોછ તે ઢબે હું એક લાખ રૂપીઆ આપો તોબી દાંત નહીં પડાવું ! દાંતના સહેંકડો ડાકટરો છે અને

તેઓ જે રીતે વગર દરદ કરવે દાંત પાડેછ તે જાણીને મહારા કાંહ ભોગ લાગેલા કે હું તમહારી પાસે આયો ! તમહે તો દાંત નથી પારતા, પણ જીવતું ઓપરેશન કરોછ !"

"જીવતું ઓપરેશન તે શું મી૦ તુરીયા ?" ડાકટરે પુછ્યું. લેકીન તેનો જવાબ તુરીયાએ આપવાને બદલે છત્રી લઇને ચાલવા માંડ્યું, અને ચાલતાં ચાલતાં ડાકટરને એક હઝાર ને એક ગાલ દીધી !!

ઘરે જઇને તુરીયું ચાર દાહાડા સુધી 'સીક' રહયો ! પાંચમે દહાડે જો કે તે સાજો થયો તોબી પેલો કોહેલો દાંત તો જેમનો તેમ દુખતોજ જણાયો !

ઘરનાંઓની સુજે ચાલીને ઘરવટુ ઇલાજ તો કીધેલાં–તે પછી દાંતના ડાકટરને હાથે સુખબી જોઇ ચુકેલો–એટલે હવે એદુ તુરીયું પોતે હાથે જાતે તે દુખતા દાંતને ખેંચી કાઢવાની અકકલ દોડાવવા લાગયો !

એદુએ કોઈ ચોપાન્યામાં વાંચેલું કે "એકાદ સખત કોહેલો દાંત વગર દરદે પાડી નાખવો હોય તો તે દાંતને એક દોરીથી મજબુત બાંધવો, અને પછી તે દોરીને બંદુકની ગોલી સાથે બાંધીને પછી તે ગોલી ફોડવી !"

તુરીયાએ તે મુજબ કરવા માટેનો વીચાર મજબુત કીધો, લેકીન બંદુક લાવે કયાંથી ? પણ ભોગ જોગે બંદુકબી મલી ગઈ !–તુરીયાની બહેનનો છોકરો નવલ જે પારસી બેટેલ્યનમાં એક સીપાહ બચ્ચો હતો અને જે આવતી કાલ સહવારે કેમપીંગે જવાનો હોવાથી આજ રાતથી ઘરમાં પોતાની બંદુક લઇ આવયો હતો તે બંદુક પર તુરીયાની નજર પડી ! નજર પડતાને વાર તુરીયાએ રાતના બધાં સુઇ જાય તવારે દાંત પાડવાનો ઠરાવ કીધો !

આખરે બધાં સુતાં કે તુરીયાએ પોતાના ઓરડાનો દરવાજો અલગો બંધ કીધો ! એક મજબુત પાતલી સુતલીથી દાંતને બાંધયો ! તે સુતલીને એક ગોલી સાથે બાંધી દીધી ! અને તે ગોલીને બંદુકમાં મુકી લઇ બંદુકની ચાંપ દાબી !

બંદુકની ગોળી છુટતાંજ તુરીયું એક મોટી ગોલાંટ ખાઇને જમીન પર ગબડી પડયો! અને છુટેલી ગોળી પેલા તુટેલા દાંતને સાથે લઇને એદુના નવા લીધેલા જંગબારી પોપટને લાગી!

ગોળીના અવાજથી બધાં એદુના ઓરડામાં દોડી આવયાં! એદુ બેસુધ થઇને જમીન પર પડેલો! અને જંગબારી પોપટ પીંજરામાં તાંતીયા ઉંચા કરીને જીઓ કરી ગયલો!

જેમ તેમ કાંદો-કોલનવોટર-ગોલાબ વીગેરે અગરમ બગરમ સુંઘાડીને એદુને સુધધીમાં લાવયા, અને ખુલાસો પુછયો! ખુલાસો સાંભલીને બવાંએ દાંતમાં આંગલી પકડીને તુરીયાની અક્કલ પર દોધી મારયું! ( અરે નહીં રે ) તુરીયાની અક્કલ પર આફ્રીન કીધી!

દુખતો દાંત તુટી જવાથી એદુને કરાર થયો અને તે ઉકમઇથી પોતાના મનમાં પોતાના વખાણ કરીને કહેવા લાગયો "ઘેરના માણસોના ઉપાયથી કંઈ નહીં વલ્યું!-દાંતના ડાકટર જેવા ડાકટરથી કંઇ નહીં વલ્યું!-પણ રેવકે પોતે બનાવી! અઢીસો રૂપીઆનો પોપટ મરી ગીયો તો બીજો આવશે, પણ મેં તો બનાવી!"

અને તુરીયાએ પોતે પોતાની પીઠ ઠોકીને શાબાશી લીધી!



# ૧૫

## અમે મચ્છી પકડવા ગયા !

'બઇમાં જયારે અમે હતા તયારે "બજારની માછણો મચ્છીનો ધણો
છે અને મોંઘી રામસ ને બોઇ ખાતા પઈસાનો ધાણ નીકલી જાય
આપણા પઇસાથી માછણો મોટા મોટા સુનનાંનાં કડાં પેહેરે છે !"
નમાં ફક્ડી ચટકી લેતાં જયારે અમે ગામડામાં બે મહીના હવા ખાવા
યારે તયાંની એક નદીમાં જઇ અમારે હાથે જાતે મચ્છી પકડી લાવીને
ાંકરે-બે પક્ષી મારવાનો" વીચાર કીધો ! એક તો મચ્છી પકડવાની
પડશે એમ ધારયું, અને બીજું તો મફતમાં મચ્છી ખાઇશું એવું
!

ાછલી પકડવાને માટે બે ગળ લઇ, બોટમાંજ જમવા માટે બપોરે
કકું પાકકું બે માણસનું ખાવાનું અમે બે જણે બાંધી લીધું, અને
ીનારે ગયા.

યાં એકજ બોટવાલો જણાયો, જે બીમાર જેવો હતો ! અમે મચ્છી
નદીમાં જવા માંગીએ છીએ કહીને તેની બોટ ભાડે માંગી તો બીમાર
તેણે ના પાડી ! હવે ? અમે બેઉએ મસલહત કીધી કે બોટવાલો જો
પોતાને બોટના હલેસા મારવા દે તો પછી તેને બદલે અમે પોતે
લાવી લઇ જઇએ ! અમારા ફળદરૂપ ભેજાનો તે વીચાર બોટવાલાને
ો તેમ તે કબુલ થયો.

બપોર સુધીમાં તો જોઇએ તેટલી મચ્છી પકડીને ત્રણ વાગતામાં
ારે આવી જઇશું અને રાતના આપણીજ પકડેલી મચ્છી તળીને ખાઈશું"
ાતચીત કરીને અમે બે વાગા સુધીની બોટ પકડીને તેમાં બેઠા !
ા તો એક બાજુએ સુકાન આગલ ઉકરૂં કુકરૂં થઇને બનહુસ ઓઢીને
મને અમે બેઉ જણા આમણસામણના બે હલ્લેસાપર મંડી ગયા !

"વહી મીંયા દરબારમે, વહી મીંયા ચુલા ફુંકનેમે!" તે મુજબ મુંબઇમાં જે અમે બે મોટી ઓફીસમાં જઇને મોટા માણસમાં ખપીએ તેજ અમે બે ગામડામાં મચ્છી પકડવાની સહેલઘાહે ઉતરયા તો માછીમારબી અમે ! અને મછવાદારબી અમેજ !

પણ મછવો પા કલાક સુધી ચલાવયા પછી પેલા બુધ્રા બીમાર બોટ-વાલાએ અમારી ભુલ ભાંજી કે જયાં મચ્છી વધારે નહી હતી તે તરફ અમે ખોટે રસ્તે ઉતરી પડયા હતા !!—" અરે તહારો દાદો મરે ! પહેલાથીજ ભસી મરીએ કેની ?"

આખરે બે ચાર ચોપરમંડી ચલાવીને ફકડીને અમોએ બોટ પાછી જે તરફથી આવી હતી તે તરફ ફેરવી, અને અમારો અસલ કીનારો છોડીને તેની ડાબી તરફ ગયા !

બીન્જે અરધો કલાકબી નહીં ગયો હશે કે મહારા દોસ્તે તો હલેસું મુકી દઇને કહયું "ઓફ! જો થોડો વખત હું આસાએસ નહીં લેવસ તો જરૂર બેસુધ થઈ જવસ !"—જેથી મેંબી હલેસું મુકી દીધું અને મેં તે ટકનો લાભ લઇને મહારો પસીનો મોંઢા માથા ને હાથપરથી ખુબ સાફ કરી લીધો !

થોડો વખત રેસ્ટ લઇને નદીમાં હાથ ધોઇને અમો પાછા બેઠા અને હલેસા મારવા લાગયા ! જયારે બોટવાલો કહે કે "આ જગયાપર મચ્છી મલી શકશે" તયારે અમે બોટ ઉભી રાખીને ગળ નાખવાનાં હતા જેથી તે જગયા સુધી તો અમે હલેસા મારયાજ કીધા !

થોડોક વખત સુધી એમ હલેસા મારવા પછી મહારા દોસ્તે ઠાકી જવાની ફરીથી ફરીઆદ કીધી ! હું પોતે બી ઠાકેલો તો હતો પણ "ગલે ગાંઠ ને મોંઢે ડુચો !" કેમજે મેંજ માછલી પકડવાની સલાહ આપેલી !

અમોએ થોડો વખત પાછી ઠાક ખાધી અને પછી અમારી જગયા બદલીને હલેસા મારવા બેઠા !

બીજો એકાદ માઈલ ગયા હોઇશું તેટલાં પાછા અમારા હાથ દુખવા લાગયા, અને ખભાં આગળથી હાથ કલીને નીકલી પડે તેવું થયું ને છાતીમાં જાણે દમ નહીં રહયો ! બોટ નદીને એક પારે લઈ જઈ ઉભી રાખી અને સખત તડકું પડતું હોવાથી કીનારે ઉતરીને ઝાડની છાયા તલે અરધો કલાક આરામ કરવાનો વીચાર કીધો !

ઝાડ નીચે ગયા તો મહારા દોસ્તે ભુખ લાગવાનું કહયું ! બપોરબી લગભગ થવાજ આવી હતી કેમ જે એક કલાકના પોણા માઇલની ઝડપે અમો બોટ કીડીની ચાલે ચલાવી શકયા હતા અને સુરજ માથે આવીને ઉભો હતો ! જમવાનું જે લાવેલા તે બધું લઇને અમે તો બેસી ગયા, અને પાક પરવરદેગારનું નામ લઇને જે ઈનસાફ આપવા માંડયો કેની તે વાસણ કોરા છોડીને શુકરાના કરી ઉઠયા !

ખાધા પછી પાછું નવું જોર આવયું, જેથી નદીનું પાણી પીને પાછા નદીમાં હલેસા મારવા લાગયા ! હલેસા મારતા મારતા બેઝાર થઈ ગયા તયારે બોટવાલાએ બુમ પાડી કે "ચાલો, હવે મચછી ઘણી મળી શકશે જેથી હોડી થોભાવીને ગલ ફેંકવા."

અમે થોભયાં અને ગલ ફેંકયા ! માછલી પકડવામાં ધીરજ ઘણી રાખવી પડે છે એમ અમે જાણતા હતા એટલે હડપચીએ હાથ દઇને અમે ગલ કયારે ખેંચાશે તેની વાત જોતા બેઠા !

બચક દઈને મહારા ગલપર ડાચું પડયું, અને ઝટક મારીને મેં ગલ ખેંચીને જોવા માંડયું તો એક કરચલું પકડાયલું જણાયું !

કરચલાને મેં છેડાઇને ચોપડવા માંડી તો મહારા દોસ્તે બુમ પાડી "મહારી પકડાઈ!" અને તેની માછલી શું પકડાઈ હતી તેની તપાસ કીધી તો એક ચોર બુમલો !

ફરીથી ગલ નાંખીને ફરીથી પા કલાક ખોટી થયા અને ફરીથી જયારે અમારી દોરી ખેંચાઈ તયારે અમે માછલીને ખેંચીને જોવા લાગયા તો બેઉના ગલમાં બે નહાની પીસતાં જેવી બોઈ આવેલી !

ત્રીજી વાર ગલ નાંખીને અરધો કલાક થોભ્યા પછી ખેંચી લીધાથી માલુમ પડયું કે માછલી ગલ સાથે રમત કરીને અમને બનાવીને પસાર થઈ ગયલી ! ગલમાં કાંઇબી નદારદ !

ફરફી ચટકીને બેઝાર થઈને ચોથીવાર અરધોક કલાક બેઠા અને પછીજ ગલ ખેંચાયા ! અમે બેઉએ ગલ ઉઠાવી લીધા તો જણાયું કે અમારા બેઉના ગલ એક બીજામાં ભેરવાયાથી આ વખતે ખેંચાણ થયલું !

આખરે જયારે કાંઈજ નહીં વલ્યું તયારે માછલીને ને માછલી પકડવાના ફાંફાંને ખટારો ભરીને ગાલ દઇને અમે પાછા હાડમાર થતા, હલેસા મારી મારીને ઠાકીને પરેશાન થયલા, ભુખા, છેક રાતના સાત વાગે કોલમી જેવી બે નહાની બોઈ, એક ચોર બુમલો, અને એક કરચલું લઇને ઘરે પાછા ફરયા !

હવેજ અમે જોયું કે માંછણો કમાય છે તો તેમના વરની માછલી પકડવાની સખત મેહેનતને સબબે ! અને તેથી અમે માછલીના ધંધાની અદેખાઈ કરવાનુંજ તે દીવસથી છોડી દીધું !



## ૧૬
## સુકન અને અપસુકન !

હું હું વેલાતી ઢબનો, ને મહારો સસરો ગામઠી ! લગન પછી પહેલવહેલી વખતે ગામમાં સસરાને ઘરે જવાનું થયું અને સાસુ સસરાએ અમને ખુબ ખાતરદારી કરીને રાખયાં.

મ્હારા સસરાની ગામમાં દુકાન હતી જેથી તે સહવારના પોહરમાં ઉઠીને પાંચ વાગે અંધારે અંધારે દુકાને જાય. હું તો મુંબઇમાં હતો તયારે ધોલ્યાપરથી સાત વાગે ઉઠનારો માણસ, છતાં સસરાને તયાં જીવપર મોટો પાહાડ ઉઠાવીનેબી જેમ તેમ સકાલે ઉઠવા લાગયો! સકાલે ઉઠવામાં એક તો ફુલસુગણું નહી જાયે-ખરાબ નહી લાગે--અને વળી ઉંઘ આવેજ શાની? ડોસો ચાર વાગેથી ઉઠીને કસતી કરવાનું ને ચાહ પીવાનું જે શોખરૂં કરી મુકે કેની તે ઉંઘ કોણના બાપની આવે? મોટે મોટે "ખશનુથર અહુરેએ મઝદાઓ"થી જે શરૂં કરે તે ગણગણ ગણગણ સાદપરથી અવાજ આસતે આસતે વધારી દે! અને પછી બોલવાની સ્પીડબી જાસ્તી કરે, અને તે સાથે વળી ચાના કાંસીયા રકાબી અફાળે તો એવાં કે જાણે પચીસ પચાસ માણસનુ ભોણું રાંધતો હોય!

સસરાની ગડબડથી સહવારના પહોરમાં હુંબી ઉઠું અને જરા યહાંથી તયાં લટાર મારૂં! આવી રીતે સકાલેથી ઉઠવાથી મેં એક વીચીત્ર ચીઝ જોઈ! ચા પીને ડોસો દુકાનપર જવા નીકળે તો ઘરના દરવાજાની પાસે જઈ ને પાછો ફરે! પાંચ એક મીનીટે પાછો જઇ ને પાછો આવે! વળી, પાછો જઇ ને વળી પાછો ફરે! એવી રીતે કંઇ સ-તર ફેરા ખાઇ ખાઈ ને પછી દરવાજાની બાહર નીકળે!

મ્હારાથી રહેવાયું નહીં તે મ્હારી બઇરીને પુછયું! બઈરીએ શરમાઇને સાસુને પુછવા કહયું! મેં જઇને સાસુને પુછ્યું, તો સાસુ કેહેજે " બાવા, એ તો એવણને સામો હજામ મલતો હોસે કેની તેથી પાછા ફરેછ!"

"દુકાનપર જતી વખતે સામો હજામ મલે તો પાછા ફરે! એબી વીચીત્ર વાત!" હું બોલ્યો " તમહે હજામોના મહોલ્લાની પાસે તો રેહોછ, એટલે હજામ તો સહવારના દાઢી બોડવા જતો હોય તો જરૂરજ સામો થાય!" મેં ઉમેરયું.

"હા બાવા! તેથીજ તો મેં એનાનને કહયું કે તમહે ઘેડાના મોહલ્લામાં રહેવા ચાલો!" મ્હારી સાસુ બોલી.

"છી! છી! છી! ધેડાના મહોલ્લામાં રેહેવા જાય! કાંચ?" મેં સાસુને પુછયું.

"બાવા! વડવાઓની કેહેતી છે કે સહવારના પોહોરમાં બાહર જઇએ અથવા ધંધેધાપે નોકરી ચાકરીએ નીકલીએ ને આંગણાની બાહર સામો ધેડો મળે તો રોજી મલે."

"તમેબી કઇ માણુસો છેઓ? ધેડો સામો થાય તો રોજી મલે, અને હજામ જુઓ તો રોજી જાએ એ શું ધખારા!" મેં ભવાં ચઢાવીને કહયું.

"અરે બાવા એકલો હજામ મલે તોજ નહીં! ઘેરમાંથી બાહર નીકલતા જો બીલાડીબી આડે ફરી જાય તો રોજી જાય!" સાસુએ ડોળા આસમાન તરફ તો નહીં પણ ઘરના ભારવટીઆ તરફ ચઢાવીને ગંભીર થઇને કહયું!

"જયારે હું મુંબઈમાં ઓફીસે જવા નીકલુંછ તયારે ઘણી વખતે રસ્તા પરથી બીલાડી આડે ફરી જાયછ ને સામો હજામ મલેછ, તો હું તો નથી ઘેરમાં પાછો ફરતો? એમ તો મુંબઇમાં જગેજગ હજામોનીજ દુકાનો છે અને ગટરની ગલીઓ છે જેમાંથી ચપક દઇને બીલાડી નીકલીને આડે ફરી જઇને એક ગલીમાંથી બીજી ગલીમાં નહાસી જાયછ!"

"તેમાં તમારી મોટી ભુલ છે બાવા! હજામ મલે કે બીલાડી આડી ફરે તો મહારૂં માનીને ઘેરમાં પાછા ફરજો" સાસુએ ગંભીરમાં ગંભીર ડાચું કરીને કહયું "ઘેરમાં પાછા ફરીને જરા બેસીને, પાણીનો ગોટ પીને, પછી ફરીથી બાહર સીધારજો."

પણ મેં છેડાઇને કહયું "કપપાળ તમહારૂં! એમ જો પાછો ફરૂં તો આખો દહાડો મહને ઘેરમાંથી બાહર ને બાહરથી ઘેરમાં પચચીસ ધકેલા ખાવા પડે! અને તેવા ધકેલા ખાતાં આખો દહાડો નીકલી જાય, ને રાત પડે તો ઓફીસમાં જયા વગરજ પાછું ઘેરમાં ગગડવું પડે!

"એ તો બાવા તયારે જેવી જેની ખુશી!"

અને મેંબી જોયું કે એ બાબતમાં બુઢીની બુધધીજ નહીં હતી ! તેથી લાંબી તકરાર છોડી દીધી–હજામ ને બીલાડીના સામા થવાની વાતપર મોટો જેવો પુરો મુકી દીધો–એકદમ અખાડા કરી ગયો, ને જાણે જાણતોજ નહીં હોઈ તેમ સસરાને કાંઇબી પુછ્યું પરછ્યું નહીં !



# ૧૭

## લીમજી બીસકોટનો કુતરો !

મહારા પાડોશી લીમજીભાઇની ઓખાર તો હતી "બીસકોટવાલા" પણ તેને લીમજીભાઇ બીસકોટવાલાના લાંબા નામથી ઓળખવાને બદલે ટુંકમાં પતાવીને અમો બધાં "લીમજી બીસકોટ" ને નામે બોલાવતાં હતાં!–અમે ઘણીવાર તેને બોલાવીએ તયારે બીજાઓ એમજ સ્હમજે કે ઇરાનીની દુકાનપર મલતી લીમજી બીસકોટની કાંઇ વાત ચાલતી હશે ! પણ પઇસાની એકવાલી લીમજીને બદલે એક પઇસાવાલો મોટો જાડો પારસી આવીને સામે ઉભો રહે તયારે બીજાઓ જાણી શકે કે હાથની હથેલી જેટલી આ એક બીસકોટ નથી, પણ હાથીના બચચા જેવો સાડાપાંચ ફુટનો માણસ છે !

એ અમારો લીમજી બીસકોટ હતો પઈસાવાલો, અને તે બેંકમાં મુકેલા નાણાંના વયાજનો નવરો બેસીને ધાણ કાઢયો જતો હતો ! એટલે 'ના કામ કે ના કાજ' તેવા તે માણસને "નવરો બેઠેલો નખખોદ વાલે" તેમ નવા નવા 'શોખ' થઇ આવે ! એવા તરેહવાર શોખમાંનો એક શોખ એ હતો કે બપોર પડે કે દરીયે નહાવા જવું !

એવી રીતે દરીયે નહાવા જતા એક દહાડે એક સાહેબને દરીયે નહાતી વખતે સાથે કુતરાને લાવેલો જોઇને લીમજી બીસકોટને અદેખાઈ થઇ આવી! તેથી તેણે પોતેબી એક કુતરો વેચાતો લીધો! ને તે નવા લીધેલા કુતરાને લઇને બીજે દહાડે બપોરે દરીયે નહાવા ગયો.

એક મોટા પતથર પાસે "બુચ બુચ બુચ બુચ" કરીને કુતરાને સ્હમજાવી પટાવીને બેસાડયો, અને કુતરોબી જરા કાંસી કરાંજીને પછી ડાહયો થઇ આંખ બંધ રાખીને ગુપચુપ તાંતીયા લાંબા કરીને લેટી રહયો!

કુતરાના લેટવા પછી લીમજી બીસકોટે કપડાં ઉતારવા માંડયાં, અને કપડાં બધાં ઉતારીને કુતરા આગલ મુકી પોતે લંગોટભર થઇને દરીયાના પાણીમાં ઉતરયો! અરધોએક કલાક સુધી ખારા પાણીમાં નહાઇ દરીયાના મોજાઓ સાથે ખેલ કરીને લીમજી બીસકોટ જયારે પાણીની બાહર નીકલ્યો તયારે કુતરોબી લેટી ચુકયો હતો અને તેબી દરીયા તરફ નઝર રાખીને જાણે દરીયાને નીહાળતો હતો!

કુતરો હતો નવો અને તેણે પોતાના નવા શેઠને લંગોટભર જોયલો નહીં તેથી તે એમ સ્હમજયો કે કોઇ બીજો માણસ છે એટલે ખુઉઉઉઉઉઉ કરીને તેણે તો ધુરકવા માંડયું! અને લીમજી બીસકોટ સ્હમજયો કે કુતરો વેલાતી છે એટલે તેણે તેને (લીમજીને) લંગોટભર જોઇને કોઇ અસહકારી સ્હમજીને ધુરકવા માંડયું છે કે કેમ?

લીમજી જેમ જેમ આગલ આવે તેમ તેમ કુતરો વધારે અને વધારે જોરમાં ધુરકે! અને લીમજી તેને પોતાની ઓલખ આપતો દુરથીજ "જેકી જેકી, બુચ બુચ, જેકી જેકી બુચ બુચ" કરે!

કુતરો જયારે તેટલાથી નહીંજ સ્હમજયો તયારે લીમજી બીસકોટે તેને વધારે સ્હમજાવતા કહયું "જેકી, તું વેલાતી છે અને તેથી વેલાતી લોકોની માફક સહકારી છે, તો જાણ કે હું પોતેબી એક સહકારીજ છેઉં! જેકી જેકી બુચ બુચ! જેકી જેકી બુચ બુચ."

પણ જેકી સ્હમજેજ શાનો ? લીમજી બીસકોટ જરાક આગલ વધે કે જેકી બાચકું ભરવા દોડે ! અને કુતરાને બાચકું ભરવા આવેલો જોઇને લીમજી દરીયામાં ભુસકો મારે !

કુતરો મનમાં સંતોષ માને કે પોતાના શેઠનાં કપડાં આગલ આ કોઇ લંગોટયાને નહીં આવવા દઇને શેઠની મોટી સેવા બજાવતો હતો ! જયારે શેઠ પોતે તો વગર કપડે દરીયામાંથી જમીનપર ને જમીનપરથી દરીયામાં હાડમાર થઇને ધકેલા ખાતો હતો !

આખરે બીન્તે અરધોએક કલાક પાણીમાં રહીને પછી જેકી બીજી તરફ જોવા લાગયો તયારે હલલુ રહીને લીમજી બીસકોટ પાણીમાંથી નીકલ્યો અને જો બની શકે તો પહેલા દીલનુંછનું લઇ લેવા માટે આગલ વધયો ! પણ તે હજુણ તો દશબાર કદમ આગલ વધયો તેટલાં પોલી બનાવીને દરીયાને ચઢાવવા માટે બે પારસી બાનુઓ એક ખુમચો લઇને તે તરફ આવી લાગી, કે તે બઇરાંઓને જોઇનેજ લીમજી શરમાઇને જીવ લઇને નહાઠો, ને નહાસી ને પાછો દરીયામાં પડયો !

"કોણ જાણે કોણનું મોંહું જોઈને આજે ઘેરમાંથી નીકલ્યો કે આવી રીતનું કેદખાનું મલ્યું !" લીમજી દરીયામાં પડયો પડયો મનમાં વમાસવા વાગયો !

લીમજી તેમ વમાસતો હતો અને કયારે દરીયામાંથી નીકલાશે ને કુતરાની પીડાથી બચી જવાશે એવી ફીકર કરતો હતો તેટલાં પેલી પોલીવાલી એક બાઇએ લીમજીને દરીયામાં પડેલો કોઈ ધાટો કે દુબલો સ્હસજીને બુમ પાડી "જારે મુઆ, દુર જા, દરીયામાયને વાસતે સગનની પોરી છે તે ખાવા સારૂ મુઓ અહીં દપકયા કરેછ કે?"

તે બોલનાર બાઇ હતી જવાન, જેને બીજી બાઈ જે બુઢી હતી તેણે તુરતજ ટેકો આપતાં મોટેથી જીવ કાઢયો "આઘો મર! ભસતે ભરાયા, આઘો મર! તુને મહારા ઘેરનો અરોધરો આપું, મુઆ પોરી ખાવા આંહનો આંહ પાણીમાં ધકેલા ખાઇ મરેછ કે? આઘો મર." અને બુઢીએ તો જીવ કાઢી નાખવા સાથે ઉચકી શકાય તેટલો એક મોટો પતથર લઇને છુટો

મારયો !–સારૂ થયું કે લીમજી એક આંચકો ખાઈને ખસી ગયો, નહીં તો તેના માથાનું ટાલકુંજ શેકાઇ ગયું હતે !

લીમજીએ જોયું કે પાણીમાં એમ કલાકના કલાક પડી રહેવાથી સીક પડીને બપાવા મમાવાને મલવા સારૂ ખોદાયજીને ઘેર જવાનું થશે. તેથી તેણે ગભરાઇને ખુલાસો કરી પેલી બાઇઓની મદદ માંગવાનો વીચાર કરતાજ કહયું "હું તો પારસી છેઉં–"

અને "હું તો પારસી છેઉં" કહીને આગલ બોલે તેટલાંજ પેલી મતારીએ ફરીથી જીવ જીખાતી નાખયો "ઓ તુને અમારા પારસીનો અરોધરો આપું, મુઆ ઘેરા ! મુઆએ અમુને જોઈને દરીયામાં ભુસકો મારયો ને ભરઈ છુપઇને અમારા જવા પછી માનની પોરી ખાવાનો વીચાર કીધો ને હવે કહેછ કે હું તો પારસી છેઉં ! મુઆ, પારસીઓ એમ વગર વસતરના હોય કે? મુઆ નસાબંદાના દીલપર એક ફાટેલો સદરોબી નથી ને પારસી સા વરે થઈ મુઓછ !"

"જવા દેઓ, આવા ડોસાં ! એ તો મુઓ કોઇ મેટ લાગેછ." પેલી જવાન બાઇએ નાંખતી કીધી "ચાલો આપરે પોરી ચરાવીએ, એ મુઆને ચુલામાં નાંખો."

"ચુલામાં શું નાંખે? એવા મુઆ હરામખોરોને તો બરતામાં નાંખીને બારી નાખવા જોઇએ."

"અરે બાઇ, હું પાણીમાંજ છેઉં, છતાં એમજ સ્હમજો કે બલતામાંજ છેઉં !" લીમજી હવે ગદગદ કંઠે બોલ્યો "હું તયારની વાત થઈ પેલા મહારા કુતરાની મોંહકાણમાં હાડમાર થાઉંછ !"

તે સાંભલીને પાછું ફરીને તે બેઉ પારસી બાઇઓએ જોયું તો એક કુતરો મજેહથી એક પતથર અને થોડાક કપડાંની પાસે ગુપચુપ ઠસી રહેલો ! હવે પેલી બાઇઓને કાંઇ વહેમ પડયો જેથી જવાન બાઇ બોલી "તમહે કેવી રીતે હાડમાર થાઓછ ?"

"કુતરો મ્હારો છે પણ નવો લીધેલો છે અને એ મ્હને કપડાં લેવા માટે પાસે જવા દેતો નથી ! જરા મ્હેરબાની કરીને તમ્હે બાનુઓ કોઇ રીતે એને દુર કરશો ?"

"ઓ નહીરે માય, કુતરા પાસે કોણ જાય ?" પાછી પેલી ડોસીએ બુમ પાડી !–પણ જવાનબાઈ સ્હમજુ હતી તો તેણે કહયું "તમ્હે બાહર આવો, અમે કુતરાને હાટહુશ કરીને દુર કરશું"

"હું બાહર તમહારી સામે આવી શકું તેવી રીતના મ્હારા દીલપર મહલાજા ભરેલાં કપડાં નથી, મહેરબાની કરીને મહારૂં દીલનુંછનુંબી મ્હારી તરફ ફેંકશો તો તે ઓઢીને હું બાહર આવી શકીશ."

પેલી જવાન બાઇ પરોપકારી હતી, તે કુતરા પાસે એકદમ જતા તો બીધી, પણ હીમત રાખીને ગઇ. પહેલાં તો કુતરાને તેણે દાલની પોલીનો એક ટુકડો ભાંગીને નાંખ્યો જે ખાવામાં જેકી મશગુલ થયો કે બાઇએ હલવેથી દીલનુછનું લઇ લીધું ! બાઇને દીલનુછનું લેતી જોવા છતાંબી દાલની પોલી ખાવામાં રોકાયલા સંત્રીએ કાંઇબી દમ ભરાવયો નહીં !

દીલનુછનું લઇ લીમજી તરફ પેલી બાઇએ તે ફેંકયું અને પછી બનને જણીઓ પીઠ કરીને ઉભી રહી. જેથી, લીમજી બીસકોટ પાણીની બાહર આવીને દીલનુછનાએ દીલ નુછી લઇને તેજ દીલનુછનું દીલપર નાંખી આગલ આવયો.

લીમજી બીસકોટને દીલનુછના સાથે આવેલો જોઇને દાલની પોલી ખાતા જેકીએ હવે અખાડા કીધા ! અને તે વખતે તો લીમજીએબી અખાડા કરી જઇને વહેલાં વહેલાં કપડાં ઉપાડી તે પેહેરી લીધાં.

પણ બધાં કપડાં પહેરી લીધા પછી પોતાને ખાસા અઢી કલાક સુધી દરીયામાં કેદખાનું આપનાર જેકીને લીમજી બીસકોટે કકડાવીને એક લાત મારી ! લાત પડવા છતાં જેકીએ દમ નહીં કીધો તેથી લીમજીએ રાઈટ લેફ્ટની પેરેડ કરતો હોય તેમ પાંચ છ બીજી આડી અવલી લાતો મુકી દીધી !

ઘુરકવા અને કરડવાને બદલે જેકી "કીઆંઉં-કીઆંઉં" કરીને એક તરફ દોડયો, તો લીમજી બીસકોટ પેલી બાઇઓનો ઉપકાર માનવા બીજી તરફ ફરયો!

બાઇઓને તકલીફ પડી તેથી લીમજીએ માફી માંગી, જયારે લીમજીને ધેકો કહયો તેથી બાઇએ માફ માગી. એમ અરસપરસની માફી પછી લીમજી બીસકોટ ઘરે, ગયો, અને તેણે તે દીવસ પછીથી કુતરાને સાથે લઇને દરીયે નહાવા જવાની વાતનાં અખાડાજ કીધાં!

---

# ૧૮

# ધના પટેલની બીલાડી!

હું અને ધના પટેલ બેઉ ગોરેગામમાં એક બીજાની પાસે રહેતા હતા. પહેલાં પહેલાં તો અમારા બનનેના કુટુંબમાં સારૂ હતું, પણ પછી પાછલથી બેઉ કુટુંબોમાં બઈરાંઓની મોહકાણે પંચાતી થઇ! પંચાતી થવાથી મહારી બઇરી ધના પટેલની કુંવરને જોય કે મોંઢુ મરડે, અને ધના પટેલની કુંવર મહારી બઇરીને જોય કે ચેહેરો ફેરવે!

હવે ધના પટેલની બઇરીને કેઠો બીલાડી પાલવાનો શોખ! જેથી તેણે એક કાલી બીલાડી પાલેલી, અને તે બીલાડીને તે મુંબઈ જાય તયારે બી સેકંડ કલાસના ડબબામાં પોતાની સાથે બેસાડીને લઇ જાય!– એ બીલાડી અમારેથી થોડે દુર બે ત્રણ બીજી કોમવાલાના બંગલા આવેલા તયાં બી બપોર સ્હાંજ લટાર મારી આવે, અને લહેકે લહેરે લટાર મારી આવવા ઉપરાંત તેઓના ચુલામાંની રાખમાં બેસીને નયુસનસ કરી આવે!

એ નયુસનસની મોહકાણુમાં કોઇએ એક દીવસે બીલાડીને એવી મારી કે તે અધમુઇ થઇને ઘરમાં ગઇ, અને ધના પટેલની કુંવરના હાથમાં જઈ પડીને લાંબી થઈ ગઈ!

ધના પટેલની બઇરીએ બીલાડીના મરણપર બવો મોટો શોરબકોર કરી મુકયો, અને ધના પટેલે તો એમજ માની લીધું કે તે બીલાડીને અમે લોકેજ મારી નાંખેલી!

મહારા ઘરનાઓમાંથી કોઇએ બીલાડીને મારેલી એમ માનીને ધના પટેલે બીલાડીનું વેર લેવા માટે તેની લાશ મહારા કમપાઉંડમાં ઉડારી! મહને જે ચીડ ચઢી તે મેં તે લાશ ઉંચકીને ધના પટેલના કમપાઉંડમાં પાછી ફેંકી! ધના પટેલે તે પાછી મહારે તયાં ફેંકી, અને મેંબી તે ફરીથી ધનાપટેલને તયાં ફેંકી!

એવી રીતે બીલાડીની લાશ એક બીજાના કમપાઉંડમાં ફેકતાં દશ વાગી ગયા અને મુંબઈમાં ઓફીસે જવા માટે ત્રેન પકડવાનો વખત થયો છતાં મેં ને ધના પટેલે તો તે લાશ ઉડારી ઉડારીને એક બીજાના કમપાઉંડમાં ફેંકયાજ કીધી! લાશ ફેંકવાના કામમાં અમે એવા હોંશ તોછપર આવયા કે ત્રેનબી ચુકી ગયા, અને ઓફીસનો તાઇમબી થઈ ગયો!

બપોરે મેં અને ધના પટેલે ખાધુંબી નહીં અને એક બીજાના કમપાઉંડને તે બીલાડીની લાશથી પાવન કરવાનું કામ ચાલુ અને ચાલુજ રાખયું!! આખરે જયારે હું અને ધના પટેલ લાશ ઉડારતા ઉડારતા ઠાકી ગયા તયારે અમારી ધણીયાણીઓએ તે કામ ઉપાડી લીધું!! અને બઇરાંબી ઠાકાં તયારે ઘરના બે નોકરોને તે કામ કરવાનો હુકમ આપયો!

નોકરોએ એક બીજાના કમપાઉંડમાં એટલા જોરથી તે મુએલી બીલાડી ફેંકવા માંડી કે બીલાડી જે આખી હતી તેના ત્રણ કટકાં થયાં! અને તેનો એક પગ મહારે તયાં તો બીજો પગ ધના પટેલને તયાં, એવી રીતે પડયો!

આખરે તે મુએલી બીલાડીના બાકી રહેલા બે તાંતીયા તુટી રહયા કે પગ વગરનું ધડ ઉડવા લાગયું ! અને તે પછી ધડબી છુટ્ટું પડી ગયું તયારે અમથું માથુંજ ઉડવા લાગયું !! આખરે માથું ખલાસ થયું તયારે ફેંકા ફેંકીબી ખલાસ થઇ, અને અમે લડતા ઝહુધડતા બંધ થયાં !

બીલાડીની લાશ ઉડારવામાં જે મોટો ઝહુધડો થયો તે ઝહુધડાએ પાછી અમો બેઉ કુટુંબની દોસ્તીબી સાંધી દીધી !! અને અમે બીલાડીની લાશને હજારો દુઆ દઇને અને તેને બેહેસ્ત ઇચછીને પાછી વાતચીત કરવા માંડી !

———:*:———

# ૧૯
## રાણીના બગીચામાં દેશી સંગીત !

વીકટોરીયા ગારડનસ ઉરફે રાણીના બગીચામાં પહેલાં પહેલાં વેલાતી બેંડ વાગતું હતું, અને હવે દેશી સંગીત થવા લાગયું તેથી હું વીચારમાં પડી ગયો કે એનું શું કારણ હશે ?

મેં એ સવાલ મહારા ઘરમાંથી પુછવાનો શુરૂ કીધો: પહેલાં મહને મહારી સાસુ સામે મલી તેને મેં સવાલ કીધો " આલી કાકી, વીકટોરીયા ગારડનસમાં એ લોકો હીંદી સંગીત કાંય વજાડેછ ? "

હવે મહને શું ખબર કે તે દહાડે સહવારે આલી કાકીના કાનમાં એક કુલ્લી થયલી અને તે કુલ્લીના અકસ્માતે કાકી કંટાલવા ઉપરાંત બેહેરાબી બની ગયલા ! મેં પુછયું, અને કાકીએ કાંસતા કરાંજતા તેનો જવાબ આપયો " બલા જાણે મહારી કે વીકટોરીયામાં લોકો લીંદી કાંય ભરેછ ! "

"વીકટોરીયામાં લીંદી સાની ભરે!" મેં અન્નયબી સાથે ડોસી તરફ ટગર ટગર જોઇને કહ્યું "આલીકાકી, હું તો એમ પુછુંછ કે રાણીના બગીચામાં હવે દેશી ગાયણ કાંય ગવાયચ?"

"કોણ જાણે બા! રાણીએ બગીચામાં દેશી ગાય પાળી તે આએ મુંબઈનાં લોકોએ ગડબડ કીધી તેથી હોસે!"

તેમ આલીકાકી બોલી, અને પછીજ હું સહમજી શકયો કે કાકીના સાંભળવામાં આજે કાંઈ જરા ફરક પડી ગયો છે! તુરતજ મેં મોટેથી બુમ પાડીને કાનના બેહેર ફાડી નાંખે તેમ બરાડા મુકીને કહ્યું "સાસુજી, હું તો એમ પુછુંછ કે મુંબઇના રાણીના બગીચામાં હવે હીંદુસ્તાની ગાયણ કાંય ગવાય છે?"

"મહને લાગેછ કે બધા બેંડવાલાઓ હવે સીનેમેટોગ્રાફવાલાઓને તોંહ નોકરીએ ગીયા હોસે તેથી હીંદુસ્તાની ગીત ગવાયછ." સાસુએ જેમ તેમ કાંસી કરાંજીને તે વાકય પુરો કીધો, અને હું સાસુની વાતપર લાંબો વીચાર કરતો આગળ વધયો.

શું એ ખરી વાત હશે? બધા બેંડવાલાઓ નોકરીએ રહી ગયા અને રાણીનો બગીચો તે લોક વગર રખડી ગયો! મહને એ વાત ખરી નહી લાગી, જેથી નોકરી પર જતી વખતે રસ્તામાં એક દોસ્તને પુછયું:

"કાવસ! દીકરી, નયુસપેપરમાં આવેછ કે વીકટોરીયા ગારડનસમાં હવે હીંદુસ્તાની સંગીત ગવાયછ, તે હું એમ પુછુંછ કે હીંદુસ્તાની સંગીત કેમ ગવાયછ?

"પાંત્રીસ વરસનો લધધો થયો ને હસતો સંગીત કેમ ગવાયછ તેનીબી ખબર નથી?" મહારા દોસ્ત કાવસે તો પહેલેથીજ ઉધરો લઈ લીધો! વળી હીંદુસ્તાની સંગીત કેમ ગવાય? એક હારમોનીયમ, બે તબલા, એક પેટીવાળો, એક તબલચી, ને એક બે ગાનાર કે ગાનારીઓથી સંગીત ગવાય! વળી, કેમ ગવાય?"

" તહારો દહારો બરે નહી તહારો ! કાવસ, હું તો એમ પુછવા માંગુંછ કે દેશી સંગીત હવે શા માટે ગવાયછ ? " મેં કહયું.

" તયારે એમ ભસની કે શા માટે ગવાયછ ?—તું તો પુછેછ કે હીંદુસ્તાની સંગીત કેમ ગવાયછ ! "

" અરે પણ આપણી ગુજરાતી ભાષાજ એવી અલલટપપુ છે તેમાં મહારો શું વાંક ? " મેં કાવસની ભુલ ભાંજી !

" ભાષા અલલટપપુ નથી ! તું ભાષાનો બોલનારો પોતેજ અલલટપપુ મુઓછ ! " કાવસે મહને દમ કીધો.

" ગુજરાતી ભાષા અલલટપપુ તો બાપેદાદે ! " મેં હાથ પર હાથ ઠોકીને કહયું.

" લાવ બતાવ ! પરૂવ કર ! " કાવસે જમીન પર પગ ઠોકીને કહયું. મેંબી ખંખાર મારીને દમ લઇને કહયું " જો, ગુજરાતીમાં મીઠી ચીજ જેને હીંદુસ્તાનીમાં 'મીઠા' કહે તેજ 'મીઠા'ને આપણે ગુજરાતીઓ 'ખારા' તરીકે ઓળખીએ ! મીઠા એટલે શું, ખારાસવાલી વસતુ ? અને મીઠુ "સ્વીટ," તેનેબી આપણે મીઠું કહીએ ! અવાખશે પશેમાન ! "

કાવસે દાંતમાં આંગલી કરડી લીધી ! કોણ જાણે તેનાં ભેજાંમાં વાત ઉતરી કે નહીં, પણ પછી તેણે ભાષા પર તકરાર કરવાની વાત મુકી દઇને અસલ વાત પર ઉતરી જવાનું મુનાસેબ માન્યું ! અને દાંતમાંથી આંગલી પાછી ખેંચી કાહાડીને મહને પુછયું

" તું વીકટોરીયા ગારડનમાં હીંદુસ્તાની સંગીત શા માટે ગવાયછ એમ પુછતો હતો ની વારૂ ! "

" હા " મેં મહારી જીત થયલી માનીને જોશમાં આવી જઇ કહયું.

અને કાવસ મહારા તે સવાલનો જવાબ આપે તેટલાં અમારા ભેહનો ઓળખીતો ચુનાનો એક બુઢો મુસલમાન વેપારી આવી લાગ્યો જેને સલામ

અલેક કરીને પછી મેં સ્હમજાવીને પુછ્યું "બડેમીયાં! રાણી કે બગીચેમેં અબ હીંદુસ્તાની ગાણે કયું ગાતેં હંય?"

મીયાંએ પાનની પીચકારી મારીને, ડોળા આસમાન પર ચઢાવીને, થોડો વખત વીચાર કરીને પછી જવાબ આપ્યો "ઇસ બારેમેં મય એ સ્હમજતા હું કે અભી જો કલકતેમેં ધરપકડ હો રહી હય તો ઉસે દેખકે સબ અમમીજાન–તુતીજાન–પીંજરાજાન બંબઇમેં ભાગ આઇ હય, અઓર પેટકી રોટી નીકાલનેકે લીયે રાણીકે બાગીચેમેં એ ઢોંગ મચાયા હય!"

"સુબહાન અલ્લાહ!" કાવસે બુમ પાડી, અને પછી તેણે મહારી તરફ જોઇને કહ્યું "દીકરી મહારૂંબી એજ મત છે!"

"ધુલ તહારે મોંઢે પડે તે!" મેં કચવાઇને કહ્યું, અને ત્યાંથીબી મહારા સવાલનો સંતોષકારક જવાબ નહીં મલવાથી હું ચાલી ગયો.

ઓફીસમાં ગયો તો ત્યાંબી મહને ચેન નહીં પડી, અને તેનો તેજ સવાલ મહારા મનમાં ઘોલાયા કીધો! મહારી પાસેની ટેબલ પર સુંદરરાવ નામનો હીંદુ હતો જેને મેં પુછ્યું "સુંદર દાદા, અસા કા બરા? પહેલા પુરવી રાણીચે બાગીચેંત બેંડ વાજતા હોતા, આણી હાલલી હીંદુસ્તાની ગાલલી (નાહીંરે) હીંદુસ્તાની ગાણા કસા ચાલલા?"

"માલાં અસા વાટત કી રાણીચે બાગેંત સીંવ આણી વાઘ મેડ ઝાલે, આણી તેનચા મેડનેસ દુર કરતા કરીતા સરકાર હીંદુસ્તાની ગાણે ચાલવીતે!"

"હત તેચચી! અસચ કાય?" મેં તે જવાબથી સંપુર્ણ સંતોષ પામીને છુટકારાનો દમ ભરતા કહ્યું.

"હોઇ." રાવસાહેબે છેલ્લો સધચારો આપ્યો, અને તે સાંભલી ખુશી થઇ ગયો.

ઓ તહારી! એ તો કેહું એમ દેખું! રાણીના બગીચામાંના વાઘો ને સીંહો હમણાં હમણાં જરા મેન્ડના પોચચાં થયલાં હશે કેની તેથી સરકાર નામદાર વીકટોરીયા ગારડનસમાં હીંદી સંગીત ગવાડે છે! એથી એક કાંકરે

ત્રણ પક્ષી મારવા જેવી વાત થાય છે !!! એક તો ગાયણ ગાનારાંઓની રોજી જાગે છે ! બીજું તો લોકોને મજાહ મલે છે ! અને ત્રીજું ને મુખ્ય તો એકે ઘેલા દીવાના થઇ ગયલા વીકરાલ જાનવરોનાં ભેજાં પાછાં ઠેકાણા પર આવે છે !!

મહને રાવસાહેબ સુંદરરાવનું કહેવાનું ખરૂં છે એમ ઘણું કરીને એ કારણથી લાગ્યું કે મેં પુનામાં નજરો નજર જોયું છે કે ત્યાંના મેડહાઉસમાં દીવાના આદમીઓ આગલ હારમોન્યમ ઢોલકડાં અને સંગીત ચલાવીને તેમનાં મન ઠેકાણે લાવવાની કોશીશ કરવામાં આવે છે !



# ૨૦

## મોહબતના મેદાનનો શરમાલ શીકાર !

હું નીચે રહું છું અને કોબાદ કસતુરીનું કુટુંબ બીજે માલે રહે છે. એક રાતે મોડી રાત નીકળી જવા પછી કોબાદનો પચીસ વરસનો છોકરો જમશેદ બહુજ હલવેથી બારણું ઠોકવા લાગ્યો ! સારૂં થયું કે મહારી ઉંઘ તે વખતે જતી રહેલી અને હું સનગરજ હતો એટલે મેં ધીમો સાદ સાંભલ્યો અને મેં અજાયબી પામીને દરવાજો ખોલ્યો !

" માફ કરજે દોસ્ત મહને આજે બહુ મોડુ થયું." કહીને તે દરવાજા-માંથી વીચીત્ર ચાલે ચાલીને અંદર આવ્યો અને હું જ્યારે બારણું બંધ કરતા કરતાબી પાછલ ફરીને જોતો હતો ત્યારે મહને જણાયું કે જમશેદ પોતાનો ચેહેરો મહારી તરફ રાખીનેજ પાછલે પગે દાદર સુધી ગયો ! અને તેવીજ ઢબે તે ઠોકરાતો ઠોકરાતો ઉપરબી ચઢયો ! મેં મનમાં કહ્યું

"આએ પોરીયાની આજની રીત ને ચેનચાલા કાંઇ સારા નથી લાગતા!" અને તેટલું બોલીને હું સુવા ગયો. થોડે વારે જમશેદ ઉંધાડે પગે ઉપરથી નીચે ઉતરી આવીને ઘણીજ હલવેથી મહને સાદ મારવા લાગ્યો "પેસા! દીકરા પેસા! બાવા પેસા! જરા બાહર આવ."

"શું છે?" મેં બાહર જઇને તેવીજ હલવેથી પુછ્યું "શું મદદ-ઇની તબીયત બગરી આવીછ કે?"

"અરે નહીંરે!" જમશેદ બોલ્યો "તબીયત તો ઘણીજ સારી છે, પણ હું આજે જરા વધારે ઠાકી ગેયલો છેઉં."

"એ વલી ઠાકી જવાનું નવી જાતનું!" મેં અજાયબી બતાવી "ઠાકી ગયલો હતો તેથી શું પાછલે પગે ચાલ્યો? એમ ઉંધા ઉંધા ચાલીએ તો ઠાક ઉતરે એવી વાત તો મેં મહારા બાપજનમમાં આજે પેહલવહેલીજ વખત સાંભલી!!"

"એમાં એક મોટો ભરમ છે, અને તે વાત જરા લાંબી હોવાથી હું તુને સહવારે કહેવસ" જમશેદ બોલ્યો "પણ પેસા, હું તુને હમણાં એટલુંજ કહેવા આયોછ કે તું તહારી બઇરી આગલ એ મહારી આજની વીચીત્ર ચાલની વાત કેહેતો ના, નહીં તો બઇરાંઓનાં પેટમાં એક તો વાત નહીં રહે અને પછી આખા ઘેરમાં મહારી ફજેતી થઈ જશે! તું સહવારના પોહરમાં ચાહે પીતાં પીતાં તહારી બઇરીને એ વાત કહી નહી દે તેથી તો હું ખાસ હમણાંને હમણાંજ તહારી પાસે આયોછ! જો પેસા, એટલું મ્હારૂં માનજે ને મ્હારી લાજ શરમ રાખજે." મ્હારી હડપચીપર હાથ મુકીને તે મહને સ્હમજાવવા લાગ્યો.

"ખરે પણ તે એવી તે કઇ જીવ સટોસટની વાત છે?" મેં પુછ્યું.

"તે વાત હું તુને સ્હવારે કેહેવસ, હમણાં તો ઉંઘ આવેછ ને હું ઘણોજ થાકેલો છેઉં! જાઉંછ હું પેસા, યાદ રાખીને દોસ્તનો બોલ પાલજે."

મેં તેની તે રાતની વીચીત્ર ઉંધી ચાલ માટે એક શબ્દબી કોઇને

નહીં કહેવા માટે તેને વચન આપ્યું, અને તે મળેલા વચન પછી સંતોષ પામીને સુવા ગયો.

સહવારે આવીને જમશેદે ખુલાસો કીધો અને તે સાંભળીને મ્હને હસવું અને તેની હાલતપર દયા આવી!

જમશેદ બોલ્યો "દીકરા પેસુ, હું માકાચેનની દીકરી નવજ ઉપર આશક પડયોછ! રોજના મામુલ મુજબ મ્હારી અદરાયલી નવજને કાલેબી મલવા ગીયો પણ કાલે એક મોંહકાણ નડી! આફીસેથી સાત વાગે છુટીને હું રોજ સીધો તે મ્હારી ડીયરીને મલવા જાઉં અને સાડા આઠ નવ વાગા સુધી એલાર પેલારની વાતો કરીને અમે છુટા પડીએ! નવ વાગે હું રોજ ઘેરે આઉંછ તે તો તું જાણેછ!"

"હા રે હા! પણ કાલે એમ મોડું કેમ થયું, ને ઉંચે પગે કેમ ચાલ્યો તેનીજ વાત કરની!"

"પણ પ્રથમ દરશક વાત કરયા વગર એ વાત પર ઉતરી નહીં શકાય તેવું છે તેથી તુને પહેલેથીજ બધી વાત કેહુંછ.!"

"વારૂ, પછી?"

"પછી તો કાલે એમ થયું કે મહારી નવજ રોજ જે ઓરડામાં આવે તેમ તે આવી, અને હુંબી જે ખુરસીપર બેસું તે પર બેઠો! પણ, મોંહકાંણ એ થઇ કે કાલે કોઇએ મ્હારી ખુરસીપર સરસની ડાળી મુકેલી જેને જોવા કે ઉંચકવાની દરકાર કરયા વગર મ્હારી નવજની મુહબત ભરી વાતોની ધુણમાં હું બેસી ગયો! અને બેસતાની સાથેજ ખુરસીમાં ચીટકી ગયો!! હું સરસની ડાલીમાં ચીટક્યો, અને સરસની ડાળી ખુરસી પર સરસ પડેલું હશે તેથી ખુરસીની નેતર સાથે ચીટકી ગઇ!!!"

"ઓત તારી!" મેં હસીને કહ્યું "પછી?"

"પછી શું? ઉઠવાનો વખત થયો ત્યારે મેં અકટવકડ કીધી, અને રોજ બોલે તેમ મ્હારી દારલીંગ મ્હને કહેવા લાગી "જો જમશેદજી, જરાક બેસો"

"અને હું બી જુઠાઇએ તે બોલી તો સચાઇએ બેસીજ રહયો! કેમ કે રોજની માફક બહોંસ કરીને રજા લેવાય તેવો મામલો કાલે નહીં હતો, હું તો સરસે ખુરસીમાં વળગીજ ગયલો!"

"પછી?"

"નવજને કેમ કેહું? કેમ કેહુ? કરીને મનમાં શરમઇને મુન્તયા કરૂં! ને વાત કહયા વગર કે ખુરસીમાં ચીટકી ગયલો તેનો ખુલાસો આપયા વગર હું તો મોડી રાત સુધી વાતે બેસીજ રહયો!" જમશેદ બોલ્યો "નવજ પોતેબી અજબ થઇ ગઇ કે કોઇ દહાડે નહીં ને કાલેજ હું કેમ બેસીને ખોટાં જુઠાં તાહેલાંપર તાહેલાં ચલાવતો હતો! હું શરમાયા કરૂં ને બોલું નહીં, ને નવજ મ્હને જવા માટે કહેબી કેમ? કદાચ મ્હને અપમાન લાગે તો! પણ આખરે નવજ જ્યારે ઘાણીજ બેઝાર થઇ ત્યારે પોતેજ બોલી "જમશેદજી હું તો જાઉં છ, ને તમહેબી જીભરાયા હવે સીધારો?"

"પણ જીભરાયા હવે સીધારે તે કયાંથી? જીભરાયા તો ખુરસી સાથેજ વળગી ગયલા એટલે ઉઠીજ કેમ શકાય?"

"પછી?"

"પછી શું? આખરે નવજને કંટલાઇને જાતી જોઇ મેં ખુલાસો કીધો જેથી તે થોડી હસી ને થોડી વીચારમાં પડી! વીચારમાં એમ પડી કે અરધી રાતના ઘેરનાઓને ઉઠાડેબી તે કેમ? અને જો તે સરસથી ચીટકાયલો મહને જોર કરીને ખેંચે તો મહારૂં કપડું ફાટી જાય તો બીજું પાટલુન કયાંથી અને કોણનું આપે? પોતાનું કોઈ કપડું તો તે મહને પહેરાવી શકે નહી!"

"પછી?" મેં હસીને પાછું પુછયું.

"પછી શું? આખરે નવજે એક યુકતી શોધી કાઢી ને ખુરશીની નેતર છરીથી કાપી તોડી નાંખી! પણ તે મહારા ઢીલપરથી નીકલતા નીકલેજ નહી! તે તો સરસની બરકતે એવી ચીટકી ગયેલી કે જાણે પોસ્ટના કવરપર પર ચાર પઈસાની ટીકીટ!"

"પછી ?"

"પછી શું ? મ્હારી સાથે પેલી ગોલ કાતરેલી નેતરનો ટુકડો અને સરસની ઠાલી એ બેઉ ચીટકાવેલાં રાખીનેજ હું નવજની રજા લઇ બાહર પડયો ! શું કરૂં ! લાચાર ! પછી બાહર આવીને એક વીકટોરીયા કીધી, અને ગાડીવાલો નહી જોય તેમ ગાડીમાં ઠસી ગીયો ! ઉતરતી વખતેબી ગાડીવાલાની નજર તો ચુકાવી, પણ હવે તાહરી નજર કેમ ચુકાવવી તેનોબી પલાન મેં મનમાં ને મનમાં ઘડી નાખયો અને તેંજ જોયું કે રાતના મેં પાછલે પગે ચાલીને મ્હારી લાજ શરમ રાખી !"

"પણ, મ્હારી આગલ એ તાહારો ભેદ ખોલવાની જરૂરજ શું હતી ?" મેં જમશેદને પુછયું.

"શું કરૂં ? તુને કેહું નહી તો તું મહારા મગજના ઇસકારાં ધીલા થઇ ગયલા માનીને ઉંધે પગલે ચાલવાની વાત બીજાઓમાં જાહેર કરી દે તેથી હું બીધો કે કદાચ તું કહેશે જે મહારા ભેજાંનાં વાંધા છે."

"ખરે તાહરાબી ભેજાંનાં વાંધા, ને તહારી અદરાયલી નવાજનાબી વાંધા!" મેં કહયું અને પછી વધારયું "ભેજાંનાં વાંધા નહીં હોય તો ખુરસીનું ગાબડું એમ દીલને વલગાડીને કોઇ રસ્તાપર નીકલે ?"

"તો બીજો ઉપાયજ શુ હતો તયારે? તુંજ બતાવની."

મેં સલાહ આપી "અરે ઘેલા સરસ જો ઠંડા પાણીએ નહી પીઘલતે તો પછી ગરમ ખખરતું પાણી લેવાનું હતું."

"કેમ ? ગરમ પાણીએ મહારો ઘડો લાટવો કરી નાખવો હતો એમ કે?" જમશેદે કહયું, ને પછી તે દાદરપર ચઢીને ઉપર જતો જતો બોલ્યો "દીકરા પેસા, તહારા પોતાનાજ એ હીસાબે ભેજાંનાં વાંધા દેખું !!"



# ૨૧

## ચાંદ સુરજથી રોશની ઉધાર લે છે કે?

-મહારો મોટો છોકરો બેસીને સ્કુલનું લેશન કરતો હતો, હું નયુસપેપર
ાતો હતો, મહારી બઇરી મહારી સામે મહારા બદીયાનનું ગજવું જે
l ગયલું તે સીવતી હતી, અને ઘરનાં બીજા બાકીનાઓ રાંધણીમાં કામ
ા હતાં.

મહારો બેટો જે મોટેથી લેશન કરતો હતો તે ચોપડીમાંથી વાંચતાં
ર્યો "પુનેમ પ્રસંગે ચાંદની રોશની બહુ ખુશનુમાં અને અતી ખુબસુરત
ા છે. આવા આખા ચંદરમાની પુર ભપકાદાર ઠંડી રોશનીમા જો હીન-
તાનમાં કોઇબી ચીઝ જોવી હોય તો તે આગ્રાનો સુંદર તાજમહેલ છે.
ાસુરત તાજમહેલ ચાંદની ખુબસુરતીમાં અતી ખુશનુમા લાગે છે. જાણે કે,
ીને જેયાજ કરીએ. આવી રીતની સુંદર, ઠંડી, આંખોને ખુશ કરનારી
ારમાની રોશની ચાંદ પોતે સુરજથી ઉધાર લે છે—"

મહારો છોકરો હજી તો તેથીબી વધારે વાંચે તેટલાં હાથમાંની કાતર
ીનપર પટકીને મહારી બઇરી ભવાં ચઢાવીને ઉઠીને ઉભી થઈ ! હું ગભ-
ા કે વલી પાછો બઇરીના દીલમાં ભુત ભરાયો કે કેમ ? જેથી નયુસમાંથી
ં બાહર કાઢીને ધીમા ધીરા સાદે પુછયું "કેમ આલુ, શું છે ? એકાએક
ીયત બગડી આવી કે ?"

"તબીયત બગડી આવેની તમહારી જે હોય તે માસી કાકીની ! ઓવારૂં
ારીપરથી સાત વખત !" ભુત નહીં તો ડાકણની માફક બઇરી છેડાઇ !

મેં ઠંડી મીઠઠી રાખતા કહયું "પણ તું સાજીસમી મહારૂં ખીસું
વતી હતી તેટલાં કાતર કાંય ભોંયપર પટકીને ઉઠીને ઉભી થઇ ?"

"ઉભી નહીં થાઉં ? કાતર નહીં પટકું ?" ગુસસે નહીં થાઉં ? બઇરીએ
ર જીખાતી નાખયો "આપરે પસીનાના પઇસા ખરચીને છોકરાંઓને

ઇસ્કોલે મોકલીએ, ને ઇસકોલવાલા આપરા બચ્ચાંઓને જુઠું બોલતા શીખવે ? "

"ઇસકોલવાલાએ શું જુઠું બોલાવયું ?" મેં પુછ્યું.

"આએ શું ? આપરો કાવસ વાંચેછ તે સાંભલ્યું કેની ? એવું હરહરતું જુઠું મેં મહારા આખા જનમારામાં સાંભલ્યું કે જાણ્યું કે વાંચયું નથી !"

"પણ તું જે ઇસ્કોલમાં ગેયલી તેના માસતરમાંજ મીઠું નહીં હોસે તો !" મેં સેહેજ હસીને કહયું.

"એદલજી તમહે હસો ના હું ! આએ કંઇ હસવાની વાત નથી ! મુઇ જીવ સટોસટની જનમની પાર બાંધવાની નીસાળમાં શીખવાની વાત તે એવી જુઠી હોય ? " મહારી બઇરીએ મહને દમ કીધો.

"અરે પણ એ જીવ સટોસટની જનમની પાર બાંધવાની વાતમા જુઠઠું શું છે તે તો કહે ને પછી ગરમ થઈ જા !" મેં બઇરીને સ્હમજાવી.

"આએ શું ? ચોપડીમાં સાફ લખેલું છે ને આપરો કાવસ તે બરોબર વાંચીને શીખી લેતાં બોલેછ કે "ચંદરમાંની રોશની ચાંદ પોતે સુરજથી ઉધાર લે છે." આના જેવી બીજી હરહરતી જુઠઠી વાત તે કેઇ હોય ?" કમરે હાથ દઇને એક વકીલની માફક સ્ટાઇલમા ઉભી રહીને મહારી બઇરીએ દમામથી પુછ્યું.

મહને પોતેબી એ બાબતમાં સહેજ સહાજ વહેમ હતો એટલે હુંબી વીચારમાં પડી ગયો ! મહારો છોકરો જે પોતાની માયને છેટાઇ પડેલી જોઇને ચુપ થઇ હમણાં સુધી અમારૂં બેનું કોહું ભાપતો હતો તે હવે ચોપડીમાં, ચોપડીમાંથી પોતાની માયના ચેહેરાપર, અને માયના ચેહેરાપરથી બાપના ચેહેરા તરફ ( એટલે મહારી તરફ ) જોતો રહયો ! મહને લાગે છે કે તેનેબી ચોપડીવાલા અને સ્કુલવાલાંપર કેઠો વહેમ પડી ગયલો !

"બોલો," મહારી બઇરી તેવીજ રીતે સ્ટાઇલમાં કમરે હાથ રાખી મુકીનેજ રૂઆબથી બોલી "બોલો કે એ જુઠઠું છે કે નહીં ? ચાંદ સુરજથી રોશની ઉધાર લે એ વાત કદી બનેબી ?"

"કદાચ બનેબી!" મેં બઇરીને ધીરેથી કહ્યું.

"અરે શું કદાચ બનેબી?" તે પાછી વીછછણુની માફક છેડાઈ! "માટીડા જેવા માટીડા થયા ને એટલીબી અકકલ નથી કે ચાંદ જો સુરજથી રોશની ઉછીની લે તો તે રોશની ગરમ હોવી જોઇએ, અને આપરે તો ચાંદની રોશની ઠંડી જોઇએછ!"

"અરે હા યાર!" હું મહારા મનમાં બોલ્યો "ચાંદ તદન ઠંડોગાર છે, ને સુરજ તો બીલકુલ ગરમ આગ! હવે જો સુરજથી ચાંદ રોશની ઉછીની લે તો તે રોશનીબી ગરમજ હોવી જોઇએ, અને આપણે તો ચાંદની રોશનીમાં ઠંડક અનુભવીએછ!" ઓતતારી! હું પોતેબી ફીકરમાં પડી ગયો! છતાં ચોપડીમાં લખેલું કદી ખોટું હોયજ નહીં ને મહારૂં કુલ સુધરૂં બઇરી આગલ થાય નહીં તેથી મેંબી ખંખાર મારીને કહ્યું "જોની આલુ, જેમ તહારૂં નામ આલુ છે છતાં તું કંઇ આલુબોખાર નથી કે જરદાલુ નથી, પણ ખુદબખુદ આલુ પોતેજ છે, તેવીજ રીતે ચાંદબી જો કે સુરજની ગરમી ચોપડીમાં લખેછ તેમ ઉધાર લે છે છતાં તે પોતે તો ગરમ નથી પણ ખુદબખુદ ઠંડો છે!"

ચાંદ ખુદબખુદ ઠંડો છે એમ સ્હમજાવીને હું ચાહતો હતો કે મહારી બઇરી પોતેબી ઠંડી પડી જઇને આએ નવું રોખરૂં ઠંડું પાડી દે! પણ નહી, એ તો છેડાઈ તે બસ છેડાઇ!

"અરે જાઓ જાઓ! શું વાત લઇ આયાછ! હું આલુ છેઉં તે આલુ નથી ને જરદાલુ છેઉં છતા જરદાલુ નથી એવી ઉડાવનારી વાત કરીને કહેવા તે શું માંગોછ? શું એવી ખોટી દલીલથી તમહે એમ કહેવા માંગોછ કે ચાંદ સુરજથી રોશની ઉછીની લેછ?"

"અરે બા! ચાંદ સુરજથી રોશની ઉછીની નહીં લેતો હોસે ને રોકરેથી લેતો હોસે! તેમાં આપરા બાપનું શું ગીયું? તું મહને નુસ વાંચવા દે, એ આજે સહવારના પહોરમાં તેં શું "કુતતા મેરી કોદારી લાયા" જેવી વાત શોધીછ ને તેપર છેરાયછ! મુંગી મુંગી બેસ ને ગજવું સીવી નાંખ."

"ગો ટુ હેલ ગજવું!" કોઇને 'ગો ટુ હેલ' બોલતાં સાંભળયું હશે એ તે યાદ કરીને દાંત કચકચાવીને પગ જમીનપર ઠોકીને આલુ રૂઆબમ બોલી, અને હું કોરપોરેશનમાં બઇરાંઓ બીરાજે ને જજ તરીકે બઇરાં હે મેલવે તો શું નતીજો થાય તેનો સ્વપનો મહારી બઇરીની આજની સ્ટાઇ પરથી જોવા લાગ્યો !

"અરે પણ બાપુ હવે તું કેહેવા શું માગે છે ?" મેં હાથ જોડીને કહયું

"બસ તમહે આપરા કાવસને એકદમ એ ઇસકોલમાંથી ઉઠારી લેઓ. અ આએ એવી જુઠી ચોપરી વાંચવાથી એને દુર રાખો !" દુર રાખવો કે નજર રાખવો તેનો હું પોતે વીચાર કરૂં તેટલાં તો કાવસના હાથમાંથી તે ચોપ જુટવી લઇને છેડાયલી આલુએ ફાડીને તેના ચાર ટુકડા કરી નાખયા!

મેં તે વખતે એક બુમ પાડી, ને કાવસે રડીને ગોધચારૂ કરી મુકર જેથી રાંધણીમાંથી મહારી સાસુ રોટલી કરતી કરતી તવાથા સાથેજ દો આવી અને બોલી "બાઉવા એદલજી, એ શું ગોધીચારૂં છે બાઉવા? કોઈ દુશમનને કંઈ થઇ આયું શું?"

"આએ થઇ આયુંછ તમહારી છોકરીને!" મેં ભરાયલો ગુસ્સો બ સાસુના માથાપર ખાલી કીધો ! "આએ તમહારી છોકરી વરી પાછી આ સહવારથી નકામું જુઠું રોખરૂં લઇ બેઠીછ ને કેહેછ કે ચાંદ સુરજથી રોશ ઉછીની કેમ લેછ? સાસુજી તમહેજ હવે કેહોની કે હું શું એમાં સહમજી શ કે એ એવા ફેસતા કરીને સેહતા જીવને સંતાપમાં નાખેછ! હું એમાં જાણ નહીં, ચાંદપર કોઇ દહાડે વસી કે રહી આવેલો નહીં, તે મહને કેમ ખબ પડે કે ચાંદ શું કરેછ? એતો ખોદાયજીનો છોકરો હોય તે જાણે !"

"કીયા ખોદાયજીનો છોકરો બાઉવા?" મહારી સાસુએ તવાથો બાજુ મુકી દઈને મહારા ચેહરા તરફ પુર ગંભીરાઇથી ટગર ટગર જોઇને પુછ "આપરે તાંહ પેલા ફરામરોજ ખોદાયજી આવેછ તેવણુને છોકરોજ કોંહ જે તેની વાત?"

"અરે તે ખોદાયજીની કોણ વાત કરેછ જો ?" મેં કંટાલીને બુમ પાડી "હું તો આસમાનપરના ખોદાયજીને વાસ્તે કેહુંછ કે તેવણનો હું છોકરો હોતે તો ચાંદ સુરજના ભેદની વાત જાણતે !"

તેટલાં અમારી બુમાબુમ ને ગડબડનો સાદ સાંભળીને માલ પરનાં પાંચ સાત ભાડુતો "શું છે? શું છે?" કરીને ઉતરી આવયાં !

મહારી બઇરી તો ક્રસસામાંજ હતી, હું ગુસ્સામાંજ હતો, તેથી અમારા કાવસે ભર ભાડુતોને અમારી શું તકરાર હતી અને શાને માટે અમોએ ગોઘચારૂં કરી મુક્યું હતું તે સહમજાવયું, જે વાત સાંભલીને તે બધાં ખુબ હસવાં લાગયાં!

"અરે તમહારૂં ભલું થાય રે તમહારૂં! આવી છીછોરા જેવી વાતને વાસતે એટલી બધી મોટી પંચાતી ને બુમબરાડા?" માલપરના એક અશરાફ ભાડુતે અમને ઠંડા મીઠા રાખીને સ્હમજાવી પટાવી લેતાં કહયું "ચાંદ સુરજથી રોશની ઉધાર લેછ કે નહી તે તો કોણ જાણે, પણ આલુબાઇ એદલજીથી નકામી પંચાતી ઉધાર લેછ તે અમે આજેજ જાણયું! ચાંદ સુરજની પંચાતીમાં આપણે માણુસ જાત શું સહમજીએ! તેથી જાઓ બેઉ જણા ચાએ નાશતો કરીને કામેકાજે લાગો, ચાંદ સુરજની વાતમાં તમહે કાંય અમથાં સેહતા જીવને સંતાપમાં નાંખોછ!"

તે વખતે અમે ધણીધણીયાણી પંચાતી કરવાથી ઠંડા તો પડયા, પણ બીજે દીવસથી મહારી બઇરીએ મારા બેટાંને તે સ્કુલમાં જતો બંધ કીધો ! અને નવી સ્કુલમાં મોકલ્યો !—નવી સ્કુલમાં જે જે ચોપડીઓ શીખવે છે તેમાં ચાંદ સુરજથી રોશની ઉછીની લે છે તેની વાત નથી એ મોટી ખુશાલીની વાત છે!

———:*:———

# ૨૨

## જમશેદનો અંહકાર!!

આદર લાંબાની સાસુ તો બીચારી લાંબો વખત થયો ખોદાયજીને ગઈ છે, પણુ તેની જગયા આદરની કુઆણુ સાસુએ રાખી છે! જગયા રા છે એટલે કે જાણે સાસુ મહીનામાં ચાર વખત આવીને આદરને તયાં છ દહાડા રહી જતી હતી અને તેના ગુજરવા પછી કુવણુસાસુ આવીને આદ માથે પડવા લાગી! માથે પડવા લાગી એટલે માથાપર બેસવા લાગી એ નહીં, પણુ દાલ ચાવલનો ઘાણુ કાઢવા લાગી!

આજ કાલ નયુસપેપરોમાં જમશેદ પાદશાહના અંહકારની ચર ચાલી રહી છે, ને એક કહે છે કે "જમશેદે અહંકાર નહીં કીધો હતો જયારે બીજો દાખલા દલીલ સાથે કહે છે કે "જમશેદે અંહકાર કીધો હતો" એ બધી જીવસટોસટની વાતપર બીજા ગ્રહસ્થોને તકરારના મેદાન ઉતરેલા જોઈને આદર લાંબાના ભેજાંનો કીડો ઉખડી ચવડી આવયો!

એક રાતના પાના રમતા રમતા તેને "જમશેદના અંહકાર" નું વાહ થઇ આવયું કેની તે એકાએક પાના અફાળી દઇને કુઆણુસાસુને પુછવા લાગ "કુકીઅઇમાય, તમહારૂં શું મત છે? જમશેદ પાદશાહે અંહકાર કીધેલો કે?

કુકીઅઇમાય તો પોતાના પાનામાં જોકર આવેલો અને હોકમના પા ઘણા મલેલા તેની ખુશાલીમાં ગધધઇ કોટ આપવાનો કીલ્લો બાંધતી હત તે એકદમ પાનાના ધયાનમાંથી ઉછલીને જવાબ દેવા લાગી "જમશેદ પા શાહે અતકાર ખાધો તે ખાવાનું નહીં જરીયું હોસે તેથી! બપોરના જ ધાનસાખ વધારે ખવાય કની તે એમજ ખાટટા બત અતકાર આવે!"

"અહીંઆ ખાવા પીવાની વાત નથી, કુઇ! હું તો એમ કહેવા માંગુ કે જમશેદ પાદશાહે અંહકાર કીધો હોસે કે?" મેં કુઇને સમજાવીને પુછયું

"અંહકાર તે શું?" કુઇ જાનવર જેવી પુછવા લાગી!

ઓતતારી ! જે આદમી અંહકાર નહીં સમજે તે વળી જમશેદના અંહકારને તે શું સમજે ? મેં જોયું કે એ તો ભેંસ આગળ બીન વજાડવાની વાત થઇ ! જેથી હું અખાડા કરી જવાનું કરતો હતો તેટલાં કુઇએજ પુછયું "આદરજી, ઓંહકાર તે શું ? બોલોની."

"ઓંહકાર નહીં, અંહકાર ! અંહકાર, એટલે મગરૂરી."

"અંહ ! તેને વાસ્તે શુ કહેવાનું છે ?"

"વાત એમ છે કે નયુસપેપરવાલાઓ હમણાં હમણાં એવી ચરચા પોતાના નયુસપેપરમાં ચલાવેછ કે જમશેદ પાદશાહે અંહકાર કીધેલો કે ? ઘણાઓ એમ કહેછ કે જમશેદ પાદશાહે અંહકાર કીધેલો હતો !"

"હારે બાવા ! એ નયુસપેપરવાળાઓના હાથમાં કંઈ બોટું આવવું જોઇએ એટલે તે પર હજાર ચુંઠણા એ લોક તો પાડે !"

અને મેં જોયું કે કુઇની વાત ખરી હતી કેમજે જમશેદ પાદશાહનાં અંહકારી સવાલનું બોટું જરથોસ્તી પત્રવાળાઓએજ ઉંચકી લીધેલું ! ને ખરેખરજ કુઈ કહે તેમ એ લોકો તે બોટાંપર ચુંઠણાં પાડેછી ! કેમજે પારસીઓને ધાનસાખ અને ધાનસાખમાંના મોટાં મોટાં બોટાં ઉછાલવાનો શોખ ઘણો એટલે સ્વભાવીકજ એ વાતપર ચુંઠણા પડે તેમાં નવાઇ નહીં !

"જે હોય તે !" મેં કુઇને કહયું "પણ આજ ને કાલ તો એ સવાલ મોટા જીવ સટોસટનો થઇ પડયોછ કે જમશેદ પાદશાહે અંહકાર કીધેલો કે ?"

"જોવની બાવા, એ તો પાદશાહો ને બાદશાહો ને રાજા રજવાડાઓની વાત આવે કેની તેહરે એમજ એ નયુસપેપરવાલાઓ ઉકમઈ લઇ લઈને છાપે, બાકી નહીં તો અમારા બુમલાચોરની ગલીમાંના બાડુત નવરોજીએ એક દહાડો અહંકાર કીધો તેની તો કોઈ છાપાછાપી નથી કરતું ?"

"બુમલાચોરની ગલીમાંના કીયા નવરોજીએ અંહકાર કીઓ ? " મેં પુછયું.

"આએ પેલી બાઇ જુહાકનો માતી !"

"હોસે ! તે નવરોજીએ શું અહંકાર કીધો ?"

"એમ થયું કે નવરોજીની બે વરસની બુચી જેને હજુર જોરીમાં સુવાની આદત છે તે એક રાતના જોરીમાંથી ઉઠલઇ પડી તેથી જાઇ જુદ્ધ ઉઠીને બુચીનો ખાર ધણીપર કાહરતાં નવરોજીની બધી ઇલ પીલ ને સ પેહેરી ગાર દઇને ધોઈ નાંખી ! પણ બીચારો નવરોજી બંદો આટલી આટ ગાર ખાઇનેબી એક બોલ બોલ્યો નહીં, પણ ગુપચુપ ગાર ખાતો જઇને ઉંઘમાંજ અહંકાર કરવા લાગો."

"ઉંઘમાં અહંકાર કરવા લાગો ? એ તમહે શું બોલોછ કુઈ ? તમા માથું સલામત છે કે નહીં ? ઉંઘમાં તે વરી અહંકાર કેમ થતો હોસે ?"

"આએ 'અં ! અં ! અં !' કરીને અહંકાર કરીએ તે !" કુઇએ પ્રમાણે 'અં ! અં ! અં !' કરી બતાવતાં સ્હમજાવયું.

"અરે એ તો તમહે હુંકારો પુરવાની વાત કરોછ !" મેં સ્હે કંટલઇને કહયું "જાઇએ ગાર દીધી ને આદરે ગાર ખમીને ઉંઘમાંજ "અ અં ! અં !" કીધું તેથી તો તેને હુંકારો આપેલો કહેવાય !"

"તેહરે અંહકાર એટલે શું ?"

"મેં તમુને એક વખત તો સ્હમજાવયું કે અહંકાર એટલે મગરૂરી."

"અરે અરેરે ! મહારો સુધલો બરેરે ! હું અહંકાર એટલે મગરૂરી થ એ વાત તો ભુલીજ ગેઈ !" કુઇએ પસતાવો કરીને કહયું અને પા આગળ વધારયું "હં ! તે બાવા આદરજી, જમશેદજી પાદશાહે મગરૂરી કીધી ?"

"એવી મગરૂરી કીધી કે તે પોતેજ ખોદા છે ?"

"તેહરે હવે લોકો નુસપેપરમાં કેહેવા તે શું માંગેછ ?" કુઇએ ગુંચ જઇને પુછયું.

"લોકો એમ કહેવા માંગેછ કે જમશેદ ખોદા નહી હતો."

"અરે પણ જમશેદ ખોદાય નહીં હોસે તો ખોદાયજીનો છોકરો તો હોસે કેની ?" કુઈ બોલ્યા.

"તે કેવી રીતે ?" મેં વીચારમાં પડી જઇને સવાલ કીધો.

"જોવની આદરજી, આપરે બધાં જે છઈએ તે ખોદાયજીનાંજ છોકરાં બચચાં છઇએ–"

પણ મેં કુઈની વાત કાપી નાખતા કહયું :

"ખોદાયજીને નથી માબાપ કે નથી બચચાં છોકરાં–"

લેકીન કુઇએ તુરતજ પોતાનો હાથ મહારા મોંઢાપર દાબી દઇને વધારે બોલતો અટકાવીને કહયું "અરે ! અરે ! એમ નહીં બોલીએ ! જો એમ બોલીએ તો ખોદાયજી આપુને ચોરીયાસીનાં દોજખમાં નાખે !"

"દોજખ તો એકજ છે !" મેં કુઇનો હાથ હટાડતાં કહયું.

"નહીંરે બાવા ! બધા મલીને નવવાણું દોજખ છે !"

"ચાલો હોસે ! માથું ના દુખવો ! હું તો જમશેદના અહંકારની વાત કરૂં છ ! હું એમ જાણવા માંગુછ કે જમશેદ પાદશાહે અહંકાર કીધેલો કે ?"

"પણ હું કેહુંછની કે જમશેદ પાદશાહ ખોદાયજીનો છોકરો થાય ને તેને જો એકબારગી એમ કેહેયુંબી હોય કે તે ખોદાયજીનો દીકરો છે તો તેમાં વાંધો શું છે ? એમ તો આપરેબી બધાં ખોદાયજીનાજ છોકરાં બચચાં છઇયે !"

"તમહારૂં કહયું માનીને આપરી માફક જમશેદ પાદશાહબી ખોદાયજીનો દીકરો થતો હતો, પણ અહીં તો સવાલ એ છે કે જમશેદે એમ અહંકાર કીધેલો કે તે પોતે ખોદા છે ! તેનું શું ?"

"તેનું તો તેહરે બાવા કોણ જાણે ?"

" કોણ જાણે ? તો તયારની વાત થઇ માહારૂં માથું કાંય દુખવી નાખયું ? હું જાણું જે તમહે બુઢઢાં છેઓ ને તમહે દુનીયા જોયલી છે તે જમશેદની વાત જાણતા હોસો ! "

" પણ હું જમશેદના વખતમાં જીવતી હોઉં તો જમશેદની વાત જાણું કેની ? બાવા એ બધાં લોકો જે નયુસપેપરમાં મરઈ પીખઈ જયછ તે લોકને કહીએ જે એ વહેજાં મુકી દેઓ! "

" કાંય ? "

" કાંયજે જમશેદ પાદશાહના અહંકારની વાત જાણવી હોય તો જમશેદ પાદશાહના વખતના કોઇ જીવતા હોય તેને લઈ આવો, ને નહીં તો સેહલો રસ્તો એ છે કે જમશેદ પાદશાહને કાગલ લખીને પુછાવો, ને નહીં તો તેવણને પોતાને મોંઢું મોંઢે પુછો. "

" એ વાત બનેબી કે ? "

" કાંય નહીં બને ? તમહેજ તે દહાડે નુસપેપરમાં વાંચીને બોલતા હતાની આદરજી બાવા કે મુએલાઓ સાથે હવે તો જીવતાઓ વાત કરી શકેછ ને આએ દુનીયામાંથી પેલી દુનીયામાં સંદેશા જયછ ! "

" હા ! પણ તે હવે જમશેદ પાદશાહ વાત કરશે કે નહીં તેની પુછપરછ ચલાવવી જોઇયે ! " મેં વીચારમાં પડી જઇને કહયું.

" હા તે એજ નુસપેપરવાલાપર તમહે લખી મોકલો બાવા, કે જમશેદ પાદશાહે અહંકાર ધરેલો કે નહીં તે જાણવાની અગાઉ તો જમશેદ પાદશાહ પોતે આસમાનપરથી તે લોકો સાથે વાત કરશે કે નહીં તે જાણવાની તે લોકોએ પહેલે કોશેશ કરવી જોઇએ. "

મહારાબી ધયાનમાં કુઆણસાસુની વાત ઉતરી ગઈ! જેથી મેં વાતનો છેડો લાવતાં કહયું " હા, જો પેલી જેહાનમાંથી રૂવાન વાત કરતા હોય તો પહેલાં જમશેદ પાદશાહને પોતાનેજ એ બાબત પુછવી જોઇએ, નહીં તો પછી એ વાતપર મીંડુજ મુકવું જોઇએ. "

અને તે વાતપર મીંડુ મુકીને ફુઅણુસાસુની અકકલપર આફરીન કરીને આદર ફરીથી પાના દાવ રમવા લાગયો !

—:※:—

# ૨૩

## ઘરમાં બનાવેલું માખણુ !

કદમીઓના આદર મહીના ચાલે છે તેથી આદર રાજના પરભને દહાડે ચુલાને ચુનો લગાડવાની આદત એટલે મહારી બઈરીએ નવા રાખેલા માણુસને ચુનો લગાડવા કહયો અને પોતે બાહર ગઈ ! મહારા બાવાને કાઇએ કહેલું કે બજારમાંનું માખણુ ભેળસેળવાળું આવેછે તેથી માખણુ ખાવું તો ઘરનું હાથે જાતે બનાવેલું એટલે મહારા બાવા માણુસને દુધ આપીને બજારે ગયા !

મહારી બઈરીએ આવીને જેયું તો ચુનો બરોબર લગાડેલો ! મહારા બાવાએ આવીને દુધ માંગયું અને તેવણુ તે વળોવવા બેઠા કે માખણુ નીકળે !

સહવારે નવ વાગે બાવા દુધનું માખણુ કાઢવા બેઠા તે છેક અગીઆર વાગયા તોબી એક આંગલીપર લાગે તેટલુંબી માખણુ નીકળયું નહીં ! તે પછી બાવાએ મહને બોલાવીને માખણુ બનાવવા કહયું અને હું દુધ વળોવવા બેઠો. દોહવી વલોવી વલોવીને મહારા હાથ ને ખભાં બધાં દુખી આવયાં છતાં માખણુ તો નીકળયુંજ નહી ! "આજે એમ કેમ ?" મહારા બાવા બોલયા, અને તે પછી પાછા અરધો કલાક સુધી તેવણુ વળોવવા બેઠા !

બાવાના હાથ ફરીથી દુખી આવયા તે પાછું મેં લાકડું દુધમાં ફેરવવા માંડયું ! અને લાકડી ફેરવી ફેરવીને દુધ વલોવી વલોવીને બધી તામરી હીલવી

ઢોળવી નાંખી પણ માખણ તો કેહે હું બનુંજ નહીં !

"લાવો, લાવો" હવે મહારી બઈરી બોલી " તમહે માખણ બના દાહાડા પાકા ! "

એમ બોલીને મહારી બઈરી દુધ ખુબ વલોવવા લાગી અને પસીને ગરકાવ થઇ ગ્રાઇ તોબી માખણ તો નવટાંકમાંનું નવટાંકબી નીકળયું ! બઇરીએ પહેલે અરધો કલાક અને પછી ઠાક ખાઈ રહીને અરધો કલાક વલોવયું પણ કાંઈજ નહી વળયું !

સહવારના નવ વાગતાની વાત તે છેક બપોર પડી ગઈ ! બ જમવાનો વખતબી થઇ ગયો પણ દુધનું માખણ થાયજ નહી ! જમી પછી લેટવાની બધાંને આદત હતી પણ તે દીવસે લેટયાબી નહી ને બનાવવાપરજ મંડયા અને વારાફરતી મેં, મહારા બાવાએ, મહારી બ અને મહારાં માસીના કાવસે દુધને વલોવયું, ખુબ વલોવયું અને સ ચાર વાગયા તોબી દુધનું માખણ તો થાયજ નહીં !! પસીનો પડયો ગયાં, હાથ દુખી આવયાં, ખભાં ઉતરી પડવા લાગયાં, તોબી બનયું નહી !

આખરે મહારા બાવાએ "આજે દુધજ ખરાબ છે" કરીને ચ વાસણ ઉડારી મુકયું તયારે દુધ જે બધું ભોંયપર ઘોળાઇ પડયું ખરો ભેદ માલમ પડયો !

ઓત્તારી ! માણસે ચુલાને ચુનો લગાડીને વધેલું ચુનાનું પા બાજુએ કરી રાખેલું તેને દુધ સહમજીને કેઠા અમે વલોવવા મંડી અને ખરૂં દુધ તો રાંધણીમાંજ હવા ખાયા કરે !!



# ૨૪

## આદરજી ઘાસલેટનું સીંહાવલોકન!

નયુસપેપરવાલાઓની રીત છે કે નવા વરસના પહેલા દીવસે તેઓ પોતાના પત્રમાં ગયાં આખાં સાલમાં બનેલા બનાવોપર ટુંકમાં સરેહ ચલાવે છે. આ ટુંકી સરેહ યા વરણનને તેઓ શુધ્ધ ગુજરાતીમાં "સીંહાવલોકન" ને નામે આળખે છે! નામ ગઝબનાક તે, અને "એ ગુજરાતી નામને શોધી કાઢનાંર આદમી યાતો પોતે સીંહ હોવો જોઇએ કે નહીં તો તે સીંહથી બીહતો હોવો જોઈએ" એમ મહારો દોસ્ત આદર ઘાસલેટ મહને એક દહાડો કહેતો હતો!

આ સીંહાવલોકન કેટલાક નયુસપેપરવાલાઓ સાહ્રી રીતે કરે છે અને કેટલાકો વળી શુક્રગુઝારીનું જશન માંડીને કરે છે! વળી પેપરવાલાઓને જોઇને ચોપાનયાંવાલા કેમ બાકી રહે? તેઓ આખાં વરસમાં પોતે શું શું ખુરચણ આપીને લોકોના ભેજાનું દહીં કીધું તેની એક લાંબીલચ તપસીલવાર ટીપ આપે છે! નયુસપેપરવાલા સીંહાવલોકન કરે તો પછી ચોપાનયાંવાલાઓ તે સીંહ નહી ને સીંહની સાંકળ જેવાં "સાંકળયા અવલોકન" માંથીબી રખડી જાય એ વાત કદી બનેબી વારૂ? ફુલ નહીં ને ફુલની પાંખડી! ફુલની પાંખડી નહીં ને ફુલની ડાંખલી! ફુલની ડાંખલી નહીં ને ફુલની ડાંખલીપરનો કાંટો!

નયુસપેપરવાલાઓનો જીવ, ને ચોપાનયાંવાલાઓનો શું જીવ નહી? શું તે લોકને શોખ નથી? એમ તો ઘણા લોકો રાજા નહી હોવા છતાંબી રાજાઓ જેવા ઠાઠમાંઠમાં રહે છે! એમ તો ઘણા એવા આપણા લોકો છે જેઓ ગોવાના ગેપાઉંઓ જેવા લાગે છે તોબી કોટ પાટલુન લટકાવીને "સાબ લોક"માં પોતાને ખપાવે છે! હું, તયારે સહમજો, કે પેપરવાલાના એવા સીંહાવલોકનને જોઇને મહારા દોસ્ત આદરજી ઘાસલેટ જેવણનું પંદર દીવસે નીકળતું એક પખવાડીક ચોપાનયું છે તેવણ નવા વરસનાં આખા સાલનું બયાન નીચલા શબદોમાં પોતાના પખવાડીકનાં અંકમાં રજુ કરે છે:—

"ઘણું ભેજું કસવાથી માલમ પડયું છે કે ગયા સાલમાં પુરા ત્રણુસો ને પાંસઠ દીવસ પસાર થયા હતા, જેમાં એક દીવસબી ઓછો નહીં હતો! એ ૩૬૫ દીવસના હરએક દીવસમાં ચોવીસ કલાક, અને હરએક કલાકમાં સહાઠ મીનીટ હતી! એમાં કાંઇબી ફેરફાર નહીં થયો હતો કેમજે નામદાર ગવરનરે કે નામદાર વાઇસરોયે એ મીનીટ કલાક કે દીવસોમાં કશોબી ફેરફાર કરવાનો કાયદો કાઉનસીલમાં પસાર કીધો હતો નહી.—આવી રીતે વખતના ફેરફારને હાથ નહી લગાડીને એ માનવંતોએ બહુ દુરઅંદેશી વાપરી છે કેમજે એમાં પબલીકને કાંઇબી ફાયદો થતે નહી! હા જો ફાયદો થતે તો નોકરી-વાલાઓને થતે કેમજે દીવસ ઓછા કરવામાં આવતે તો ઓછા દીવસ નોકરી કરીને પગાર જેટલો ને તેટલોજ ઉંચકી જવામાં આવતે! નુકસાન થતે ઓફીસવાલાઓને! વળી એ દીવસો જો એકબારગી ઘટાડવા વધારવામાંબી આવતે છતાંબી અમને તો તેમાં કાંઇબી લાભ નહી થતે! અમને તો મહીનાના બે, એટલે વરસના ચોવીસે ચોવીસ અંકો પુરેપુરા આપવાજ પડતે!

"અમારા સાંભળવામાં પક્કે પાયે આવયું છે કે ગયે વરસે આ દુનીયાના દરેક માણસની ઉમરમાંથી એકેક વરસની ચોરી થઇ ગઈ છે! એ બહુજ મોટા દુખની વાત છે, અને સાંભળીને અમારા પોતાના પેટમાં ઘણુંજ અમરઈ આવયું છે, છતાં તે પછી પાકકી જુસતેજુ ચલાવતા અમને એવી ખબર મળી છે કે અમે સાંભળેલી વાત સદંતર ખોટી છે! કેમજે બારીક નજરથી જુઓ તો દરેકની ઉમરમાંથી એકેક વરસની ચોરી નથી થઇ, તેથી ઉલટું દરેકની ઉમરમાં એકેકું વરસ ઉમેરાયું છે! સહમજો કે ગયા વરસની માણસને પંચાવન વરસ હોય તો ગયા સાલના પસાર થવાથી આ વરસે તેની ઉમરમાં એક વરસનો ઉમેરો થઇનો છપપન થાય! અગર વરસ ચોરાઇ ગયું હોય તો આવી રીતે ઉમર વધે કેમ? એમ માલમ પડે છે કે કોઇ નીંદાખોરોએ આવી ગપ અમારા સ્ટાફના કાનોપર નાંખીને પોતાની કોઇ મતલબ કાઢી લીધી છે!

"ગયે વરસે દુનીયામાં બહુ મોટી ઉઠલપાઠલ થઈ ગઈ હતી. કેમજે કેટલાંક માણસો મરી ગયાં હતાં અને કેટલાંક છોકરાં આ ફાની દુનીયામાં

પેદા પડયાં હતાં! મરી જનારાંઓનું તો મોત આવ્યું તેથી મરી ગયાં, પણ આએ નવાં પેદા થનારાંઓને કોણ જાણે શું વહેંજ લાગયાં છે કે નકામાં આ નાપાયદાર દુનીયાની જંજાળ ઉઠાવવા પેદા થયાં છે! ગયે વરસે મહાતમા ગાંધીજીએ ના પાડી છતાં આ લોકો ગુલામો બનવા માટે નાહક જનમયાં છે!! એ લોકોની નાદાની પર હયફ છે! અમારૂં આ બાબતમાં એવું મુસ્તકીમ મત છે કે હવે નામદાર સરકારે એક નવો કાયદો એવો બનાવવો કે હવે પછી લોકો પરણેજ નહી કે જેથી નવા જનમનારાં જનમે નહી, અને વલી જેઓ મરી જનાર હોય તેઓ સરકારની રજા લીધા વગર મરે નહી!

"ગયે વરસે મોટી ખોટ આવી તેથી નામદાર સરકારે નવા કરો નાખયા હતા. એમાના બધા કરો માટે તો સ્હમજયા પણ માચીસ અને મીઠાં પર નામદાર સરકારે કર નાંખવાને બદલે ઇરાન દેશમાં જેમ મીઠાના પાહડ છે તેવા મીઠાના પાહાડ હીંદુસ્તાનમાં ઉગાડવા હતા! અને મીઠાના પાહાડ ઉગાડવા સારૂ ખાસ ઇરાન સરઝમીનના મીઠાના પાહાડના મુલીયાં ઉખેડી લાવીને યહાં રોપવાં હતાં! અમારી સલાહ માનીને હજીબી નામદાર સરકાર આ બાબતમા કાંઇ ચલવલ ચલાવશે એવી અમોને આશા છે. વલી તા. ૨૪ મી એપ્રીલ ૧૯૨૨ થી દોઢીયાવાલા પોસ્ટ કાર્ડના બે પઇસા આપવા અને પર-બીડાપર ચાર પઇસાની ટીકીટ લગાડવી એવો હુકમ નીકલ્યો છે તેના બદલે નામદાર સરકારે અમારૂ કહયું માનીને જો એમ કીધું હતે કે દોઢીયાવાલા પોસ્ટકારડને નહાનો યાને અરધો અરધ બનાવી નાખીને લોકો પાસેથી એકજ પઇસો લેતે તો એક કાંકરે બે પક્ષી મરાતે! એક તો જે લોકો ટુંકમાં થોડું લખીને પોસ્ટ ઓફીસને ભારરૂપ નથી થતાં તે લોકનું એકજ દોઢયું જતે, ત્યારે જે લોકો લાંબાલચ લખીને સાહી ને સુખડપેનના અક્ષરોના ભારથી પોસ્ટઓફીસને મોટા બોજા સમાન થઇ પડે છે તેમને બે પઇસા આપવાં પડતે! અમે ઘણા દીલ-ગીર છીએ કે નામદાર સરકાર અમારી સુજે ચાલતી નથી, નહીં તો જો અમે કહીએ તેમ ચાલવાને નામદાર હા પાડે તો અમે એવી એવી તો દરરોજની એકસો અઠઠાવીસ અકકલની વાતો કહીએ.

"ગયે વરસે ખુબ પકડાપકડી થઈ હતી, અને એટલી તો મોટી ધરપકડ ચાલી હતી કે કેદખાના બધા ભરાઇ ગયાં હતાં અને નામદાર સરકાર ગભરાઇ ગઈ હતી! અમારી એવી સલાહ છે કે નામદાર સરકારે બીલકુલ ગભરાવું ન હતું પણ ધીરજ રાખીને બાકીના કેદીઓને પાંજરાપોળમાં નહીં તો ભોંયરા પોલમાં મોકલવા હતા! ભોંયરા પોલ એટલે "અંદર ગ્રાઉનડ પ્રીઝનસ!" જમીનની નીચે થોડા વખતમાં ઇલેકત્રીક રેલવે ચલાવવાનો જ્યારે નામદાર સરકાર મક્કમ વીચારજ ધરાવે છે તો તે નામદારે તેજ મુજબ જમીનની નીચે કેદખાનાબી બનાવવા એવું અમારૂં મત છે. અમારૂં ભેજું આવી આવી બાબતમાં ઘણું લાંબુ દોડે છે.

"ગયે સાલ જેઓ કોરટ દરબાર ચઢેલા તેઓમાંના જીતેલાબી હારેલા અને હારેલા તો મરેલાજ સ્હમજવા, કેમજે કોરટ દરબારે ચઢવું એ બેઉ તરફના ખીસા ખાલી થવાની વાત છે! તમહે તડકું માંગો કે ના માંગો પણ સુરજ તો તડકું નાખવાનોજ! તમહે પાણી માંગો કે ના માંગો પણ વરસાદ તો ખેતરોમાં પડવાનોજ! તેમ તમહે ગમે તે બોલો પણ ખીસાથી ખાલી થયા એટલે જીતેલાબી હારેલાજ ગણાયા! અમો નામદાર સરકારને આ સીંહાવ-લોકનપરથી એવી સુચના કરી શકીએ કે લોકો ઝાઝા કોરટ દરબારે ચઢે નહીં માટે દાવા જીતનારાઓને નામદાર સરકારે છેવટે "ઓરડર ઓવ ધી બરૂમ સ્ટીક" નો ખેતાબ આપવો! બીચારા હારેલા તો મરેલા છેજ એ ટલે બીજી વખત સરકાર દરબારને તસદી નહી આપશે, અને જીતેલાઓને આ નવા ખેતાબની બરકતે બીજી વખત આવવા નહીં ગમશે! એટલે એ ઝઘડાનું નામજ નાબુદ થઇ જશે!

"ગયે વરસે વરસાદ બરોબર પડયો નહી હતો અને અમારો દોસ્ત કાણો જોશી હમણાંથીજ અમારા કાનમાં ગુન ગુન ગુન ગુન ભવીષય વસ્તી રહયો છે કે આ વરસેબી વરસાદ બરોબર પડશે નહીં! ઓતતારી, હવે કેમ થશે? એવી રીતે જો લાગત બેચાર વરસ વરસાદ બરોબર નહીં પડશે તો લોકોને પીવાના પાણીની તકલીફ થશે! જે લોકો પોતાના કપડાંપરનો કે

પોતાના દીલનો મેલ આંઠ આંઠ દહાડે નાહીને કે આઠ દશ દહાડે કપડાં બદલીને કાઢી નાંખતા નથી તે લોકો અમો સ્હમજી શકીએ છીએ તયાં સુધી બહુ દાનાવ માણુસો છે, કેમજે તેવાઓ જો પાણીનાં દુકાલવાલા વરસોમાં જીવતા હોય તો એક તો પાણીની કદી તંગી નહીં પડે ! અને બીજું તો એ કે દીલપરનો ભાર મેલ નહીં નીકલવાથી ઓછો નહીં થાય તો શરીરનું વજન વધે ! અને ત્રીજું તો એ કે કપડાંને માટે ધોબીને તકલીફ તસ્દી નહીં પડે !--અમે સુચના કરીએ છીએ તે મુજબ જો નામદાર સરકાર ચાલશે તો જયારેબી જે વરસેબી વરસાદ નહી પડશે તે વરસે દુકાલ નહીં પડશે અને પાણીની તંગીબી નહીં પડશે! બસ, ફક્ત કરવાનું એટલુંજ છે કે વરસાદના વખતમાં એટલે જુન જુલાઇ મહીનામાં જેટલા એરોપલેનો નામદાર સરકાર પાસે ઇંગલંડમાં હોય તેટલા બધા એરોપલેનો હીંદુસ્તાનમા મંગાવવા, અને હીંદુસ્તાનના દરેક ભીસતીને બબે પખાલ પાણીની આપીને એવા પચાસ પચાસ ભીસતીઓને દરેક એરોપલેનોમાં બેસાડીને પછી હીંદના તમામ ખેતરોપર અને તાનસા--તુલસી--ને વીહારના તલાવોની ઉપરબી એ બધા એરોપલેનો ઉડતા છોડી દેવા અને સારી ઉંચાઇએ જવા પછી ભીસતીઓને બનને પખાલોના મોંઢા ખુલ્લા મુકી દઇને પાણી છીપવાનો હુકમ કરવો ! બોલ બોલતાંમાં તલાવો ભરાઇ જશે અને ખેતરોમાં પાણી પાણી થઈ જવાથી અનાજ અને લીલોતરી ખુબ પાકશે !

"ગયે સાલ વરસાદનો દુકાલ પડયો તેવો ફરીથી નહીં પડે તેથી અમે ઉપર કહી ગયા છીએ તેમ ગમે તો એરોપલેનોમાં ભીસ્તીઓને બરીને ઉડારવા ને નહીં તો જો એરોપલેનો છેક ઇંગલંડ વેરથી ઘણા સરખા નહીં આવે તો પછી અમે બહુ સુંદર એક બીજી સુચના કરવા માંગીએ છીએ આજકાલ ચીબાવલી બુચીમાયો જરા જરામાં ડીબો તાણે છે, માશુકો પોતાના આશકોને જોઇને ઠંડા નીસાસાપર નીસાસા ખેંચતા જરા જરામાં આંખો પાણીથી ભરી દે છે, અને કેટલીક બાઇઓ ઇંગ્રેજી ચોપાનયાઓમાં વાંચીને ખુબસુરત થવા માટે અમથું અમથુંબી રડે છે (અમે પોતેબી વાંચયું છે કે

બઇરાંઓ અને બચચાંઓ જેમ જેમ અમથાં ડીબાં તાણીને આંખ પાણી કરે છે તેમ તેમ લોહીનું સરક્યુલેશન વધીને તેઓ ખુબસુરતીમાં વધે છે !)—હા હવે જો નામદાર સરકાર આ બધી ચીબાવલી બુચીમાયો, આશકોની માશુકો, અને ખુબસુરત થવા માગતી રડીપડું બાઇઓને જયાં જયાં ખેતીવાડી હોય તયાં તયાં જઇનેજ રડવું એવો હુકમ કરે તો એ બઇરાંઓના આંસુથી ખેતરોમાં પાણી તો એટલાં બધાં ભરાઇ જશે કે ચોખા ને જુવાર, ને ઘઉં, ને બાજરી, ને મકકાઈ, ને વાલ વટાણા બધાં ભબરીને ઉગી નીકળશે જે ખાતા ખવાશે નહીં, ને તેથી દુકાળમાં સુકાળ થઇ જશે !

"ગયું સાલ સારૂ ગયુ કે ખરાબ, પણ નીચલી ત્રણ વાત બની છે એ તો ખરૂ. એક તો એ કે ગયું સાલ વીતી ગયું છે ! ગયું સાલ પાછું ફરવાનું નથી ! અમને ગયા સાલમાં દાણાપાણી મલ્યા હતાં ને પાક પરવરદેગારનું ચાહવાનું છે તો આ વરસમાંબી દાણાપાણી મળતાં રહશે ! અમોએ તો પાકકો વીચાર કીધો છે કે દાણાપાણી જમી ખાઇને બસ નામદાર સરકારને સલાહ આપમા કરવી ! સરકાર માને તો તેમ, નહીં તો તેની જેવી મરજી ! અમારા નસીબમાં કાટલાં હશે તયાં સુધી સરકાર અમારૂ કહયું નહીં માનશે, પણ પેલા કહે તેમ "પુરૂષનું નસીબ પાંદડા તળે !" તેમ એ પાંદડુ જે દહાડે હવાથી ઉડયું કે અમારૂં નસીબ બસ ચમકી ઉઠયું એમ સ્હમજજો !"

અઝીઝ વાંચનાર, બોલો, તમહે આદરજીના બુધવારને માટે શું ધારયું ?



# ૨૫

## કવી કાવસ કંટોલુ !

અમદાવાદમાં જયારે કોઈ જાણીતા ગુજરાતી કવીનો જનમ થયો હશે તેજ દહાડે અને તેજ ઘડીએ મુંબઇની મરઘાસેરીમાં કાવસ કંટોલાંનો જનમ થયલો હોવો જોઇએ ! કેમકે કાવસને નહાનપણથીજ કવીતા જોડવાનો બહુ શોખ ! તે શોખ વળી એટલો બધો કે ઘરમાં અને બાહર, સગાઓ સાથે અને મીત્રોમાં, વાતચીત ચલાવે તેમાંબી કવીતાઈ ધુન સમાયલી દેખાય ! અમદાવાદની હવા કેઠી મુંબઈની મરઘાસેરીમાં ઉઠીને લાગેલી ! !

કાવસના દુધનાં દાંત ફુટયાં, અને તે જરા પેંધો પેંધો ચાલવા લાગ્યો· અને તે બોબડું તોતડ બોલવા લાગયો, તે વખતથીજ તેનું કવી તરીકેનું પાણીબી ચમકી નીકળયું ! આવાં ઇજદના મેળામાં બાવાજીની કેડપર બેસીને ગયા તયાં તેણે કવીતામાંજ લલકારયું:—

" બાવાથી બાઈતીતલ અપાવો,
        ડોલીબી         ગેત         દોઇએ,
ડોલીને બેતારી બાઇતીતલપર,
        આપરે         તમાતો         દોઇએ. "

બાવાજીની પાસે એક બાઇસીકલ લેવા ઉપરાંત કાવસજીને એક ડોલીબી જોઇતી'તી ! શા માટે ? માંજરા ડોળાવાળી ડોલીને બાઇસીકલપર બેસાડીને પછી કાવસશા પોતેબી તમાશો જોવાના હતા, અને ઘરનાં બીજાઓનેબી બતાવવાના હતા ! વાહ બેટે કવી ! બચપણથીજ ભેજું ચમકાવી દીધું !

તે પછી કવી કાવસ કંટોલુ મોટો થયો, અને તેની સાત વરસની ઉમર થઇ તયારે સહવારથી રાતસુધી ઘરમાં જે ટાંઉં ટાંઉં તે કરવા લાગયો તે બધું કવીતામાંજ ! એક દીવસ તેના મામજીએ પુછયું " કાવસ આજે નાશતા પર કેવું ઇંડું ખાશે ? "

તો કાવસ તેના જવાબમાં બોલ્યોઃ—

"આજે તો જોઇશે નાશતા પર,
ઇંડાનો એક પોરો;
ઘણો નથી જોઇતો મ્હને
પણ જોઇએછ થોરો થોરો."

માયજી બોલ્યા "કાંય ? એમ કાંય કાવસ ? આજે નાશતો થોડો કાંય ખાવાનો છે વારૂ ?" જવાબ મલ્યોઃ—

"રાણીના બગીચામાં કાલે જવાનું થયું,
વાઘની બરાડ સાંભળીને પેટમાં હોરમઈ આયું !
કાલ પછી તબીયતમાં ફેરફાર તેથી છે,
ભુખ ઉડી ગઈ છે મ્હારી, ને ઉંઘબી કમી છે !"

પાસેજ કાવસની કાકી ઉભેલી હતી જે તે સાંભળીને મોટેથી હસી પડી "એ ડોસો થાયરે તું ! સ્કુલમાંથી વીકટોરીયા ગારડનસ જોવા ગીયો તો તાંહના વાઘને જોઇને પેલા કહે તેમ તહારા હાંજંજ ગગડી ગીયાં કે કાવસ ? હું તો જાણું જે તું કેનોક હીમતવાલો હોસે !

તેટલાં કાવસની બહેને કાવસને ખરાબ નહીં લાગે તેથી વાત ઉડારી દેતાં પુછયું "ભઇજી, તેહરે બપોરે જીબરાયા શું જમશો ?" તરતજ કાવસ બોલ્યોઃ—

"ચાર બુકા ચાવલ પર મોરી દાલ,
દાલ પર ઘીમાં કાંદો તલીને લાલ !
છમનાની એક કટકી, ને સાહાસની બોટી,
કટકી મોટી નહીં હોય, ને બોટી છોટી છોટી !"

એવી રીતે કવી કાવસ કંઈક મોટો થયો અને તેને નોકરી ચાકરીએ જવાનો વખત આવયો તમારે તેના બાપની ભલામણથી એક દોસ્ત જે એડીટર હતો તેની ઓફીસમાં રાખવામાં આવયો.

એડીટરે કાવસ કવી છે એમ જાણીને ખુશી થઇને તેને રાખયો, અને સ્હમનાવ્યું "જુઓની મી૦ કાવસજી, આવતી કાલથી હું બે દાહારા માટે દમણ જાઉંછ, તમહે આપરા પેલા નવરોજી છે તેવણની સાથે મલીને કામ કરજો પણ તમહારૂં કામ જુદું અને તેવણનું જુદું રાખજો! મહને તો એમ લાગેછ કે તમહે ફકત લગન, મરણ, અને પવીત્ર યાદની કોલમજ હાલ તુરત તો હાથમાં રાખો અને તે એવી ફાંકડી રીતે છપાવજો કે આપરૂં પેપર ચમકી જાય! હું પ્રીનટરને તમારે માટે ખાસ તાકીદ આપી જાઉંછ."

એડીટર શું જાણે કે કાવસ કંટોલુ અરધા પાગલ ભેજાંવાલો સુવેલો છે! તે તો તેની લાંબી મુછ ને કેકના એકકા જેવી વલાંણદાર દાઢી પર એમ સહમજી બેડેલો કે આએ કોઇ મોટો અકકલવાલો છે!

તે ગયો અને કાવસ કંટોલાએ તેના પેપરને સુધારવાને બદલે તેના પુરા બાર વગાડી દેવાનું શુરૂ કીધું!

એક પારસી પાયદસ્તની ખબર આપીને ગયો કે તે ખબર કાવસ કંટોલાએ નીચલી કવીતાના રૂપમાં બદલી નાંખી:

"મરી ગયો! મરી ગયો! પેસુ પોણા પંદર,
જે હતો બહુ ભલો, ને ફરતો પાલવા બંદર!
કાલે બપોરે બે વાગે તેની ચીરી લાશ,
જીવયો નહીં બીચારો પણ થઇ ગયો ફુસફાસ!
આજે સહવારે આઠ વાગે તેની પાયદસ્ત છે,
શાપુરજી શેઠના ચકલાપર બેહેસ્તીનું ઘેર છે."

તેજ દીવસે લગનની ટીપમાં રેજીસ્ત્રારને તયાંથી અઠવાડયામાં થયલું એકજ લગન આવેલું જેની ખબરને કાવસ કંટોલાએ નીચે મુજબની બનાવીને પ્રીનટરપર મોકલી:

"શાપુરજી સોરાબજી કટકી પરણ્યા આતવારે,
નવાજબાઈ દીનશાહ ફટકી સાથે આતવારે.

કામાબાગનાં નહાના ઓટલાપર હતા તે લગન,
પરણુતું જોડું હતું અતીષય છગન મગન!

બેંડ હતું નાનખટઇ, ભોણું પાંચ રૂપીએ પાંતરૂં,
બધું સારૂં હતું પણ નહીં હતું રાઇનું આંથરૂં!

પરાગીને ઘેર તરફ બેઉ માટી બઇયર ગીયા,
રીતમાં તો ફકટ મલ્યા પાંચ હજાર રૂપીયા!

અધુરામાં પુરૂં એક જણ કોઇ મુએલાની પવીત્ર યાદગી લાઇના છાપવા માટે તેજ દીવસે આપી ગયા અને તે યાદને કાવસ ફેટાલાએ નીચે મુજબ ચુંડી નાંખી:---

"એક વરસ થઇ ગયું તે મુએલાનું પસાર,
તેનીપર છે તેની કાકીનો રૂસતમ નીસાર!

બેહસ્તીનું રૂઆન હોય બેહેસ્તમાં કે દોજખમાં,
પણ શાંતી મલજો તેને એમ માંગે રૂસતમબા!

રૂસતમની સાથે દોસ્તી મરનારની બહુ હતી,
પણ હવે કીતતા કરીને મરહુમ ગયો વટી!"

પ્રીનટરપર ઉપલી ત્રણ સુફીયાણી કવીતાઓ ગઇ કે તેના તો ડોળાજ આસમાનપર ચઢી ગયા! તે તે કવીતાઓ લઇને ચુપચુપ નવરોજી પાસે ગયો અને નવરોજીએ એડીટોરીયલ સ્ટાફપરના એક રતનજીને તે બતાવી! નવરોજી અને રતનજી બેઉ હરણફાર થઇને એક બીજાને પહેલાં તો ટગર ટગર જોવા લાગયા પણ પછી રતનજીએ નવરોજીને કહયું "આપરા શેઠ પોતે એવા બેવકુફને કામ આપી ગયા! મહુને તો લાગેછ કે એ નવા આવનારનું ભેજુંજ સલામત નથી, અને એવા વગર ભીજાગરાના માણસને બીજી વખતે કામ નહીં સોંપાય તેથી આપરે બધાએ સાથે મળીને એ ભેજાના ખસેલાને અને શેઠને બેઉને સુધારી મુકવા માટે એ કવીતાઓ આવતી કાલના અંકમાં ખાસ છાપવા દેવીજ જોઇએ!"

બધાના પેટમાં થોડી શેઠને નામે અને ઘણી તે નવા આવનારને નામે ટાઢક હતી એટલે પ્રીનટરને અસતમપસતમ સહુમન્નવી લીધો અને તે ગડબડ-ઘોટાળાની સુફીયાણી કવીતાઓ છાપવામાં આવી! છાપી નાખયા પછીજ નવરોજી અને રતનજીએ શેઠપર દમણમાં તાર કીધો અને તેને તુરતજ બોલાવયો!

બીજે દીવસે બપોરે શેઠ હાંફતો દમણથી મુંબઇ આવેલો સીધો ઓફીસમાં દાખલ થયો!

તે દાખલ થયો તે વખતે ઓફીસમાં હજી કોઇ આવેલું નહીં હતું; બેચાર કમપોઝીટરો અને એક બે ઓફીસ બોય કામ કરતા હતા. તેને આવીને બેસવાને પાંચ દશ મીનીટ નહીં થઇ હશે તેટલાં એક જાડો પારસી હાથમાં મોટા એક પોતાના જેવા જાડા ડીંગોલા સાથે દાદરપરથી ધરધર કરતો ઉપર ચઢી આવયો "અધીપતી કાંહ છે?" આવતાને વાર તે જાડા પારસીએ અધીપતીને પોતાનેજ પુછ્યું.

"હું પોતે છેઉં!"

"તું પોતે છે?" પેલા જાડા પારસીએ ચેહેરામાં એકદમ ફેરફાર કરી નાંખીને સીંહની માફક બુમ પાડી "તું પોતે છે તો ચાલ હવે ઈસ્પીતાલમાં જવાની તઈયારી કર."

"કાંય?" અધીપતીએ ગભરાઇને પુછ્યું.

"કાંય ને ફાંય શું પુછેછ? આએ કવીતા કોણે છાપી?" તે દહાડેનું નયુસપેપર તેના દીલપર ઉડારતા પેલા જાડાએ બરાડ પાડી "આએ તહારા નુસપેપરમા મહારા બેહેસ્તી ભઇ પેસુને વસ્તે આયુંછ તે તેં વાંચયું કે? એ તેં એમ છાપયું કે?"

"નહીં" દમામમાંજ અધીપતી બોલ્યો.

"જો, એમાં લખેછ કે પેસુ પોણા પંદર પાલવા બંદરપર ફરવા જતો તો! મહારો મરહુમ ભઈ બાપ જનમમાં પાલવા બંદર ફરવા ગેયલોજ નહી!"

" ભુલમાં એમ છપઇ ગીયુંછ ! માફ કરો !" અધીપતીએ નાંખતી કરવાના ઇરાદાથી કહ્યું, પણ પેલાએ તો તે માફી સ્વીકારતાજ બીજી બરાડ પાડી " ને આએ શું ? "ચીરી લાસ ને થઇ ગયો ફુસફાસ " શું બરયુંછ ! ભઇને પોતાને જીવતા ઉતા તેરેજ ડાકટરે ચીરી નાંખેલા, તે તમહારો ઉજબખ છાપનારો છાપી મરેછ કે મુવેલી લાસને ચીરી નાંખી !"

" હાજી, જરા મહારા માણુસના ભેજામાં વાંધો પડેલો છે !" અધીપતીએ તકરાર પાયદાર જોઇને નમનતાઇથી કહ્યું.

અને જવાબમાં પેલાએ પાછી બરાડ પાડી " તો એવા ભેજાનાં વાંધાવાલા માણુસને રજા આપો, ને નહી તો હું ભઈની પાયદસ્તમાથી સીધો અહીં આયોછ તે તેનો નીકાલોજ કરી નાંખવા આવેલો છેઉં, વાસ્તે તેને મહને સોંપી દેઓ, હું આએ ડીંગોલાથી તેની ખબર લઈ લેઉં. તેનબી હું મહારા બેહેસ્તી ભઇ પાસે નહીં મોકલું તો આએ મુછ બોરાવી નાખું."

અધીપતીએ જેમ તેમ તેને સહમજાવીને મોકલી દીધો, ને તે જાડા ડીંગોલાવાલો જાડો પારસી ગયો કે બીજો એક ઇરાકી પારસી આવી ચઢયો ! તે રૂબાબમાંજ હતો અને ભાંગી તુટી ઇગ્રેજી જાણતો હતો છતાં ઇગ્રેજીમાંજ થોકતો હતો !

" વેર ઇઝ ધી અધીપતી ?" તેણે આવતાની સાથેજ સવાલ ઉઠાવયો.

" યસ. વોટ ડુ યુ વોનટ ?" એડીટરેબી દમામમાંજ ગુમાવયું.

" આઈ વોનટ નથીંગ, બટ આઇ એમ કમ હીઅર તુ ટેલ યુ ધેટ આઈ એમ મી. શાપુરજી સોરાબજી કટકી, એનડ આઇ એમ મેરેજતુ માઇ ડીયર વાઇફ નવાજબાઇ દીનશાજી ફટકી !"

" વેલ, વોટ ડુ યુ વોનટ ટુ સે ?"

" આઇ વોનટ ટુ સે ધેટ ધેર વોઝ રાઈતું આંથરૂં ઇન ધી પાંતરૂં ! એનડ ધેટ પાંતરૂં વોઝ નોટ પાંચ રૂપીઆ પાંતરૂં, બટ દારૂ સાથે સાત રૂપીઆ પાંતરૂં ! યુ સી મીસતર, આઇ એમ વેરી મેની સોરી ધેટ યુ હેવ

છાપયું કે આઇ એમ ટેકન ફાઇવ થાઉઝન રૂપીસ ! નો, બીલકુલ નો, માઈ સસરાગીવન એનડ આઇ ટેકન ઓનલી ટુ થાઉઝન રૂપીસ !"

"મ્હારા સાહેબ તમને ઇંગ્રેજી બરોબર ઠાકતું નથી તો ગુજરાતીમાંજ બોલોની." અધીપતીએ સમજાવ્યુ "વારૂં જાઓ હું આવતી કાલના પેપરમાં સુધારો કરીશ કે તમે બેજ હજારની રીત લીધેલી, ને તમારા સાત રૂપીઆના પાતરામાં આંથરૂણી હતું ! સાહેબજી આવજો."

તે ગયો કે એક જવાન છોકરો આવયો ! અને તેતો આવતાનેવાર પુછ્યાપરછ્યા વગરજ બુમ બરાડા પાડવા લાગયો "હું કાકીનો રૂસતમ છેઉં ! તમારા નયુસપેપરમાં મારા દોસ્તને દોજખમાં મોકલયોછ, ને મહને તેના મુવેલા રૂઆનપરથી નીસાર કીધોછ ! હું એક લાખ રૂપીઆની દામીજી માંડવા માંગુછ, ને દામીજી માંડવા અગાઉ તમારૂ બધાનું માથુ ભાંજવા માંગુછ !"

એમ બોલીને તેણે તો દગલો ઉતારી નાખયો, બદીઆન કાઢીને ટેબલપર ફેંકયું, સદરાની બોંય ઉપર ચઢાવી, ને જેવી એડીટરને એક પહેરાવવા ગયો કે પાક પરવરદેગારે ધી પુરયું કે નવરોજી અને રતનજી સાથેજ તયાં આવી લાગયા ! બંનેએ પેલાને પકડવા, ને "શું છે ? શું છે ? કોણ છે ?" કરીને પુછવા માંડયું.

"હું મલ છેઉં ! પહેલવાન છેઉં ! હું આંટીયાના તાલીમખાનામાં જાઉંછ, ને લોકોના તાંટીયા ધરીને ફેંકી દેઉંછ ! હું કાકીનો રૂસ્તમ છેઉં ! મને આએ મુજી પેપરવાલાએ રૂઆનપરથી નીસાર કીધો, ને વરી ઉપરથી મારા મરહુમ દોસ્તને દોજખમાં મોકલયો !"

"પણ એવણ કંઈ થોરા દોજખના દારોગા છે કે તમારા દોસતને દોજખમાં મોકલે !" રતનજી ડહાયો થયો, પણ નવરોજીએ ડોળા કકડાવીને તેને ચુપ કરીને પેલા પહેલવાન છોકરાને સમજાવીને ઠંડો મીઠો કરીને પછી ઘરે રવાના કીધો.

તેના જવા બાદ નવરોજી અને રતનજીને એડીટરની સાથે કવીતાઇ

ઘોંટાલા સંબંધી વાત ચીત થઈ! અને અરધા કલાક પછી ઓફીસમાં કંટોલું આવયો કે તેને કારેલું ( નહીંરે ) પેંડો આપવામાં આવયો!

તે દીવસ પછીથી કવી કાવસ કંટોલાંને તેની કવીતાની ખુબીને લીધેજ કેઠેબી નોકરી મલતી નથી!



# ૨૬

## ઇરાની બાગબાન ને કાજ કરનારી આઇ!

ઇરાની ખુશરૂ થોડાજ વખતનો ઇરાનથી આવયો હતો જેને બાગબાનીનું કામ સોંપવામાં આવયું. એક દીવસે તે લીલા ઘાસપર રોલર ફેરવતો હતો તેટલાં તેની બાઇને મળવા આવેલી કાજ વસ્તારા કરનારી આઇ અવાસ્યા ત્યાં આવી લાગી! આઇ અવાસ્યા જરા હતી ભેજાનું દહી કરે તેવી, અને તે ઈરાનીને ઘાસપર રોલર ફેરવતો જોઇને પુછવા લાગી

"ઇરાની, આએ શું કરેછ?"

"બાઇ, બાગબાની ખરેશ" ઈરાનીએ જવાબ આપયો.

"હા, બાગબાની તો કરેછ, પણ હમણાં તું એ સું કરેછ?" આઇએ પાછું પુછયું.

"ઘાસપર લોખુનના ગારા ફેરવેશ."

"લોખંડનું ગારૂં ઘાસપર શું કામ ફેરવેછ?" આઇએ બીજો સવાલ કીધો.

"ઘાસ સારખા થાયશ તેથી." ઇરાનીએ જવાબ આપયો.

"ઘાસ સરખું કાંય કરેછ?" આઇએ ત્રીજો સવાલ કીધો.

"સારા દેખાયશ તેથી." ઇરાનીએ જવાબ આપયો.

"સારૂ શું કરવા દેખારવા માંગેછ?" આઇએ ચોથો સવાલ કીધો, અને આ વખતે જવાબ આપવાને બદલે ઇરાની તો આઈનો ચેહેરો ટગર ટગર જોવા લાગયો!

"જવાબ આપ, મોંઢું શું જોયછ? બોલ, સારૂ શું કરવા દેખારવા માંગેછ?" આઇએ તેનો તેજ સવાલ પાછો પુછયો.

ઇરાનીએ સ્હેજ કંટલઇને જવાબ આપયો "સારૂ વેરી શું કરવા દેખારેશ? શીઠનાં ખુશી છે તેથી."

"શેઠની ખુશી શું કરવા છે?" આઇએ પુછયું.

"શેઠની ખુશી સું ખરવા ચે? "ઇરાનીએ અજાયબી પામીને કહયું "શીઠના વેરી કોઈ શીઠ ચે? શીઠના ખુશી ચે કે બાગ સારા બનેશ તેથી ઘાસ સારા દેખારવા કેહેશ."

"બાગ સારો શું કરવા બને?" આઈએ વલી પાછો સવાલ કીધો અને ઈરાનીએ જોયું કે આએ તો કોઇ તદન પાગલ ભેજાંવાલી મુવેલી છે! તેથી ઇરાનીએબી તેને છેડવાનું શુરૂ કીધું! ઇરાનીએ હાથમાંથી રોલર છોડી દઇને કમરે હાથ મુકીને રૂઆબમાંજ કહયું "બાઈ, હું તુને પુશેશ તે તું મેને કેહેશ તો હું બી તુને બેરાબેર બેદર્દેમના જેવાબ આપેશ."

"પુછ! શું પુછેછ?"

ઈરાનીએ સ્હેજ દમામ રાખીને સવાલ કીધો "તું એંહી અમારા બેંગલામાં સું ખરવા આવીશ?"

"કાજ કરવા આવીછ."

"કાચ સું ખરવા ખરેશ?"

"પેટ ભરવા."

"પેટ સું ખરવા ભરેશ?"

"મુઆ! જીવવા સારૂ." આઇએ સ્હેજ છેડાઇને કહ્યું, તે સ્હમજી ગઇ કે ઇરાની તેને ચીડવતો હતો!

"જીવેશ સું ખરવા? મરી જાયશ તો નહીં ચાલેશ?"

"ઓ મરેરે! ઓવારી નાંખુરે તુને મ્હારી પરથી મુઆ નસાબંદા! મ્હને મારી નાંખવા બેઠોછ? હસતો હું પચીસ પચાસ કાજ કરવાની છેઉં! ને દશ પંદર વરસ જીવવાની આસા રાખુંછ—

"જીવવાની આસા રાખીને સું ખરેશ? કીયા કાંદા ફફીટાના નાંત જમારવાના બાકી ચે કે જીવેશ? તારા જેવા માથા ખાઉ માણસ તો દુનીયામાંથી જેટલા જલદી મરી જાયશ તેટલા સારા! તાહરની વાત થેઈ "સું ખરવા? સું ખરવા" પુછી પુછીને એકદમ મારા માથા ભેજા ખાઇ ગીયા! જા, ઘેરમાં કાચ ખરવા જા, નહીં તો આએ લોખુનના ખટારા મારીને તારા માથાં ભાંજી નાંખેશ!"

ઇરાનીને ગંભીરપણે છેડાયલો જોઇને આઇ અવાસ્યા તયાંથી નહાસી તો ગઇ, પણ નહાસતી નહાસતી બોલી "મુઆ! ઉભો રેહે, તહારા બાઇનેજ કેહીને તહારૂં માથું ભંજાઉંચ! મુઓ જો લાર કરી મરેછ તે, મહારૂ માથું ભાંજવા નીકરયોછ!"

"જાઆઆઆઆ!" ઇરાનીએબી દુરથીજ બુમ પાડી, અને તે દીવસથી પછી કોઇ દહાડેબી આઇ અવાસ્યા ઇરાનીનું માથું ચેરવી નાંખવા તેની તરફ જતીજ નથી!



# ૨૭

## માહતાબજાને કસેલી કસોટી!

કલકતાના ગાનારાંઓ મુંબઈમાં આવીને જલસા કરીને ખુબ કમાણી કરી જાય તે જોઇ અલાહબાદની નવી ગાનારી માહતાબજાનને અદેખાઇ લાગી આવી! તે અદેખાઇને લીધે તેણીબી મુંબઇમાં આવીને ગાયણનો એક જલસો કીધો, પણ મોંહકાણ એ થઇ ગઇ કે તેના જલસામાં આમદની નહીં થઇ અને થીએટરવાલાનું ભાડુંબી માથે પડયું! એક તો અલાહબાદમાં નરમ ચાલે, અને મુંબઇમાં નસીબ અજમાવયું તો તેમાંબી કમનસીબી આગલની આગલજ રહી! એટલે માહતાબજાનને ગાવાનો ધંધો છોડી દઇને પોતાના અસલ વતન રતનાગીરી તરફ જઇ તયાં જે થોડી ઘણી ખેતીવાડી ને એક નહાનું ઘર હતું તેપર ગુજરાના કરવાનો વીચાર કીધો.

માહતાબજાનનો બાપબી તેની સાથેજ હતો તેથી તેણે પુછયું "કીયું અબબાજાન, યેહી ઠીક હય ના? અપને વતનમે જાયેંગે અઔર વહાં આરામકી રોટી ખાયેંગે!"

"હો હો! ઠીક હય!" બુઢાએ મેહંદીથી લાલ થયલી દાઢી પસવારતા જઇને કહયું "એ પેશેમેં કોઇ દીન રૂસવાઇ હોતી હય! તુમ મેરી અચછી નેક બેટી હો, આબરૂસે રહી હો, ખુશામદ કરના પસનદ નહીં કરતી હો, ઉસ વજેસે મેરાભી યેહી કહેના હય કે ચલો ઘરકો, મય ખેતીબારી કરૂંગા! તુમ ઘરકો સમાલના અઔર ચયનસે મેરે હાથસે ઉગાયે હુએ કદુ અઔર બયેંગનકો હંમેશા આરામસે ખાના. બેટી, આપ તો મેરી અસાએ પીરી હો."

તે પછી બીજેજ દીને રતનાગીરીની સ્ટીમરમાં બેઉ બાપ દીકરી બેસી ગયાં! માહતાબજાન હતીબી થોડી થોડી માહતાબ એટલે ચાંદના જેવી, અને વળી નેકચલન હતી એટલે તેની સાથે પરણવા સારૂ ચાર જવાન તેનેથી પોતાનું માંગું કબુલાવવા માટે સ્ટીમરમાં કુદી બેઠા!!

ચારેચાર જવાન દેખાવલા હતા અને તેઓ માહતાબજાનને જો કે નવા સવાજ ચાહતા શીખયા હતા. મગર જીગરોજાનથી તેનીપર પીયારમાં હતા! એક આશક તેને માટે દુનીયાને બીજે છેડે જવા કબુલ હતો, તો બીજો તેને માટે જાન આપવા કહેતો હતો! એવી રીતે દરેક આશક માહતાબપર નીસાર થવા તઈયાર હતો! હવે કેમ થાય? કોણને પરણે અને કોણને જવા દે? આખરે તે બુલબુલી કંઠવાલી ખુબસુરત શકલવાલી ગાનારીએ પોતાના બાપની એ બાબતમાં સલાહ શરમાઈ શરમાઇને પુછી! બાપબી ગુંચવાડામાં પડી ગયો, કેમજે માહતાબ જેમ ચારને પરણી શકે તેમબી નહીં હતું, તેવીજ રીતે તેના ચાર ટુકડા થઇ શકે તેમબી નહીં હતું!

માહતાબના બાપે ફરીથી પોતાની મેંહદીવાલી દાઢીમાં આંગળા ખોસીને વીચારમાં પડી જઇ કહયું "બેટી, આપ યું કરો કી દરીયામે ગીરો. આપકે ગીરનેકે બાદ દેખો કઓણ આપકો બચાનેકો ખુદ દરીયામે ગીરતા હય! જો જવાન આપકે લીએ ખુદકી જાનકી પરવાહ ન કરકે પાણીમે ગીરેગા ઉસે સચચા સ્હમજના, કસોટી પર ઉતરા હુઆ આબદાર હીરા સ્હમજના, અઓર ઉસીસે શાદી કરના."

"વાકઇ! યેહી ઠીક હય!" માહતાબજાને કહયું. અને જે વખતે પેલા ચારે ચાર આશકો તેની આજુબાજુમાં વાત કરવાને મસે સ્હાંજના એકઠા થયા કે તેજ વખતે માહતાબજાને ફીફરૂં થઇ આવયું હોય તેમ કરી મુકયું, અને માથુ નીચે નમાવીને ધબક દઇને દરીયામાં નખાવી દીધું!

ચારે ચાર આશકોએ ધડક ધડક ઉડતી છાતીએ તે જોયું, અને ચારમાંના ત્રણ માહતાબજાનને બચાવવા તેની પાછળ પાણીમાં કુદી પડયા! પાણીમાંથી માહતાબજાનને કાઢીને તેના બાપ પાસે લઇ ગયા તો બાપને જોઇને માહતાબ કાંસતી કરાંજતી પુછવા લાગી "અબ કયા કરૂં, અબબાજાન? એ તો તીન આશક પાણીમે ગીરે અઓર મેરે લીએ ભીગ ગયે."

"જીતને ભીગ ગયે ઉનકો ધુપ ખાને જાને દે, તું વોહ ચઓથા જો નહીં ભીગા હય ઉસસે શાદી કર લે." બડેમીયાંએ ફરીથી મેંહદીવાળી દાઢીમાં

હાથ નાંખીને ઇનસાફ ચુકાવયો!! અને તેની દીકરીના દીમાગમાં તેની વાત ઉતરીબી ગઈ!!!

માહતાબજાન દરીયામાં નહીં પડનાર આશક સાથે પરણી ગઇ! અને પેલા બીચારા બાફીના તો નકામાં ભીંજાઇને તણાઇ તુટયા!! પેલા ભીંજાઇ ગયલાઓએ ફાટે ડોળે બડેમીયાંને તે નવાઇની વાત પુછી તો બડેમીંયાએ ફરીથી પોતાની મેંહદીવાળી દાઢીમાં હાથ નાખીને કહયું "યેહ બીસવી સદ્દીકી અસલ્લુબી હય!"



# ૨૮

## રાજા એદલજીની સાળીના લગન!

એક દેશી રાજાના ગામમાં હમણાં થોડુંક પરજ એક પાડાએ પુલ સાથે પીઠ ઘસી તો પુલ તુટવાથી પાડો નીચે ગબડી મુઓ છતાં પાડાના માલેકને દંડ થયો! ખરૂં પુછો તો પાડાના માલેકે પુલના બનાવનારને, જે ગામમાં પુલ હોય તે ગામના ફોજદારને, તે ગામના વજીરો કે રાજાને પોતાને પાડાના મરી જવાથી દંડ કરવો જોઇતો હતો! કેમજે પુલના બાંધનારે જો પુલ મજબુત બાંધયો હતે, ફોજદારે પુલ મજબુત છે કે નહીં તેની તકેદારી રાખી હતે, વજીરે ફોજદારોને ગામના બધા પુલો ને નદી નાળાં બરોબર છે કે નહીં તેની કાળજી રાખવા કહયું હતે, રાજાજીએ ફોજદારની, વજીરની, પુલની, પાડાની અને પાડાના ધણીની હીલચાલ જો તપાસી હતે તો આવો અકસ્માત કદી બનતે નહીં અને પાડાના મરવા છતાં પાડાના માલેકને દંડ થતે નહીં!

આવોજ એક બનાવ એદલજી પોણીયાના વખતમાં બનયો હતો! એદલજી પોણીયા પાણીયાબાદ શહેરના રાજા હતા જે પાણીયાબાદની પુરવે, પશચીમે, ઉતરે અને દક્ષીણે પાણીની ચાર દીવાલો હતી! રાજા એદલજીનો કોઈ દુરનો સગો તેના શહેરમાં થોડુકનોજ આવયો હતો અને તે રાજા એદલજીની સાળી સાથે પરણુવા માંગતો હતો! રાજાની સાળી સાથે પરણવું, એટલે રાજાની રજા વગર તો પરણાયજ કયાંથી? અને પેલા આવનારને તો રાજાજી સાથે દોસ્તી નહીં! તો હવે કેમ થાય?

આખરે રહી રહીને એક એવા ત્રીજા આદમીને શોધવામાં આવયો જે બેઉ તરફથી રાજાને સહમજાવી તેની રજા લઇ આવે! પેલા વચે આવનાર ગ્રહસ્થે સાદું નકકી કીધું અને રાજા એદલજી જે એક રાત્રે જમીખાઇને દરબારીઓ સાથે પીસનીકોટ રમવા બેઠેલો તેણે રાતના દશ વાગતાને શુમારે પાનાનો દાવ રમવાનો અખતીયાર છોડી દઇને રજાના કાગઝપર સહી કીધી!

રાજાનો હુકમ એટલે તે તો તુરત બજાવવોજ જોઇએ. જેથી રાજાની રજા ચીઠઠી વજીરપર ગઈ, અને વજીરે રાતના બાર વાગતે એક ચીઠી ફોજદારપર મોકલી! ફોજદારે તો ધાંધલ ધરપચ કરી મુકી અને ચાલીસ પચાસ સીપાઇઓને સાથે લઇને વરરાજાને તયાં રાતોરાત ગયો!

વરરાજા જેઓના ઘરમાં ઉતરેલો તે ઘરના બધાં નહાનાં મોટાં ફોજદારને અને તેના પચાસેક સીપાઇઓને આવેલા જોઇને ગભરાઇ ગયાં! અને પેલો જે પરણુવાનો હતો તેણી મોડી રાતનો આ હુમલો જોઇને ધ્રુજવા લાગયો!

ફોજદારે બુમ પાડી "તેહમુરસ તેમુલજી ચાવલખાઉ કોણ છે?"

"બા હું છેઉં! કેમ શું છે?" ગભરાતમાં તેહમુરસ તો અરધો અરધ પીઘલીને પાણી પાણી થઈ જઈને પુછવા પડયો! તેના હાથ ને પગ બેઉ નેતરના ઝાડની માફક ધ્રુજતા હતા!

"તમહને રાજા એદલજી પાસે પકડી જવાના છે!"

"પણ બા, મહારો કાઈ ગુનહો?"

"ચાલો, બસ વધારે ટક ટક નહીં જોઇએ." એમ કરીને પેલાના બાંધીને ફોજદાર તો લઇ ગયો તેને એદલજી રાજાના મેહેલમાં. આખી ાતને ફોજદારે મહેલના ભોંયરામાં રાખયો, અને સહવારે જ્યારે દશ રાજાજી ઉઠયા તયારે તેમની સનમુખ તેને ઉભો રાખયો!

તેજ માફક પેલી તરફ છોકરીનેબી છોકરીના માબાપના ઘરથી રાતના ાગે વજીરે ઉંઘાયલી ઉઠાડીને પકડાવી મંગાવી, અને તેનેબી મેહેલમાંના ભોંયરામા પાંચ સાત સાહેલીઓ અને દાસીઓની સાથે બંધ કરી રાખી! ના દશ વાગતે તેનેબી રાજા એદલજીની સનમુખ લઇ ગયા!

છોકરા છોકરી એકબીજાને જોઇને શરમાઇ તો ગયાં, પણ રાતના બાર ી સહવારના દશ વાગતા સુધીમાં તે લોકપર જે આફત તુટી પડી હતી ભરાટમાં તેઓનું લોહી ઉડી ગયલું હોવાથી તેમના ચેહેરાપર લોહીનું ંપુબી ખાઇ નહી આવયું!

પીહી ધ્રુજીને રાજા એદલજીને તેહમુરસ અને તહેમીનાએ પુછયું કે તેમનો હતો કે તેમને પકડવામાં આવયા હતાં? તે સાંભળીને રાજાએ બુમ "મી૦ તેહમુરસ, તમહે અમારા સાળી સાથે પરણવાની રજા ચુકયા છો, તમારી રજા અમલમાં મુકવામાં આવી છે, દસ્તુરજી હમણા તમહે આજથી અમારા સાહડુ થશો."

તહારો દાહ્ડો બરે નહી તહારો! નખખોદના ગયેલાના રાજમાં પણવા ાને વાસતે આવી રીતે અરધી અરધી રાતના લોકને જબરદસ્તીથી વામાં આવે છે, તો ચોરને એ લોકો કોણ જાણે કેમ પકડી જતા ' એમ તેહમુરસ ફફડયો, અને તેણે પરણયા પછીથી રાજા એદલજીનું ોતાના સાહડુનું રાજ છોડી દીધું, અને બીજે દેશ દેશનીકાલ થવાનું દીધું!



## ૨૯

## પ્રાણીયો પેહેલવાન !

પહેલવાન બનવા માટે પ્રાણશંકરે પચાસ રૂપીઆ ખરચીને કસરત કરવાનો સામાન ખરીદયો અને તે સામાનથી સ્હાંજ અને સહવાર ખુબ કસરત કરવા પછી દુધપાક પુરી અને બાસુદીનું માથું ભાંજવા લાગયો !

પ્રાણીયાની બાયડી જેમ જેમ ધણીને કસરત કરતો જુએ તેમ તેમ તેનું હઇયું બધું હરખાઇને છલકાઇ મલકાઇ જાય, અને એવીજ રીતે જો કસરત તેના ધણીએ ચાલુજ રાખી તો કાંઇ નહી તોબી કાઠીયાવાડમાં જયારે તેઓ જવાના થશે તયારે રસ્તાના જંગલમાં મલતા વાઘોમાંના ઓછામાં ઓછાં પચાસ વાઘો તે જરૂરજ લાકડીના અકેક ફટકાએ મારી નાંખતો જશે એમ તે બાઇએ વીચારયું, અને તે સુખી વીચાર પર ઘણી છગન મગન થઇ ગઇ !

વતન કાઠીયાવાડમાં જવાનું થાય અને તયાંના જંગલમાં મળતા વાઘોને પ્રાણીયો લાકડીના અકેક ફટકાથી મારી નાંખતો જાય તે અગાઉ તો મુંબઈ શહેરમાંજ પ્રાણશંકરની બાયડીને તેના ધણીની પહેલવાનીનું પાણી જણાઇ આવયું !

થયું એમ કે એક રાતના આશરે એક વાગતાને શુમારે ઘરના નીચલા ભાગમાં કાંઇ આવાઝ થયો, પ્રાણીયાની બાયડી તે આવાઝથી જાગી ઉઠી અને ઘરમાં ચોર ભરાયલા સ્હમજીને તેણે પ્રાણીયાને જગાડવા માંડયો ! "ઓ નરસીંહના બાપા ! ઓ નરસીંહના બાપા !" ચારસા નીચે પોતે છુપાઇને સ્હેજ મોંઢું બાહર રાખીને બીહતી ધરૂજતી તે બોલી.

પણ નરસીંહના બાપાએ જયારે જવાબજ નહી આપયો તયારે બાયડીએ પાછી જરા જોરમાં બુમ પાડી "ઓ નરસીંહના બાપા ! જાગો છો કે ? ઓ નરસીંહના બાપા !"

"કેમ શું છે? વળી તહારા પેટમાં દુખી આવયું છે કે?" પ્રાણશંકરે આ બીજી વખતની બુમ સાંભળી અને તેણે જાગરૂત થઇને બઈરીને પુછ્યું.

"ના પેટમાં તો નથી દુખતું, પણ ઘરમાં ચોર ભરાણો છે!"

"શુંઉઉઉઉ?" ચોરનું નામ સાંભળીને પ્રાણીયાના ડોળા ઉપર ચઢી ગયા! "ઘરમાં કો-કો-કોણ ભ-ભ-ભરાણો છે?"

"અરે ચોર!" તે બોલી "તમહે જઇને તેને પકડો."

"ચોરને તે હું કેમ પકડું?" પ્રાણીયો ગભરાઈ અકલાઇને બોલ્યો.

"વળી કેમ પકડશો? હાથે!" બાયડી બોલી "તમહે પહેલવાન થયા છો ને ચોરથી બીહોછો શું?"

"અરે બીહે છે કોણ? પરનતુ હું ક-ક-ક-ક—"

"શું ઠંડી લાગે છે? દાંત પર દાંત ચઢેછે? આ આ ક-ક-ક-ક-શું કરો છો? તમહારી પર મેં મોટી આશા બાંધેલી અને આ તમહે કેવીક પહેલવાની દેખાડો છો?"

"એ નરસીંહની મા! જોને, હું પહેલવાની તો કરૂં, હો કે! પણ પણ-પણ-પણ-"

"અરે શું પણ-પણ-પણ-પણ—"

"પણ આજે જરા પેલો લાડુ હજમ થયો નથી તે ઉઠાતું નથી! એ અલી, બદહજમી થઇ છે, બદહજમી!"

"બદહજમી થઈ છે કે પોતયાં લેવાયાં છે? આ શું તમહે કરો છો? કોઇ જાણશે કે તમહે પચાસ રૂપીયાના સામાન સાથે દોઢ મહીનો થયો કસરત કરોછો છતાંએ ચોરને પકડવા માટે ગભરાઈ ગયા છો તો મહારૂં નાંક કપાઇ જશે, નાંક." અલી ચોર નહીં સાંભલે માટે ધીમે ધીમે બોલી.

"ઠીક જાઉં છું." નાક નહીં કપાય માટે પ્રાણીયો જેમ તેમ બીછાનામાંથી ઉઠીને બોલ્યો "ઠીક, જાઉંછું. પણ અલી, સ્મશાનમાં જવાની તઈયારી કરવા તો ઘરનાંઓને કહે!"

"તે શા માટે?"

"આ હું જાઉં છું નીચે, ચોર લોકો ઉભા હશે ત્યાં, અને હું જઇશ કે મહને એક ચોર લાકડું મારશે, અને બીજો ચપપુ મહારી પાંસલીમાં ઘુસાડી દેશે કે હું રામ બોલો ભાઈ રામ થઇશ, અલી!" બીહતો, થરથર થરથરતો, નેતરના ઝાડ માફક ધ્રુજતો પ્રાણીયો બોલ્યો.

"અરે આમ ધ્રુજો છો તો પછી મેમદાબાદમાં જશું ત્યારે શું કરશો?" પ્રોણીયાની બાયડીએ પુછ્યું.

"મેમદાબાદમાં જઈ ચુકયા હવે!" રડતો રડતો પ્રાણીયો બોલ્યો "આજે મહારા પ્રાણ બચે તો હું મેમદાબાદ જઇશ કની?"

"અરે આમ રડો છો શેના?"

"શેના, વલી? આ નીચે તું મોકલે છે એટલે એમજ સ્હમજ કે યમને ઘેરજ મોકલે છે! હું જાઉં છું, દાદરાપર પગ મેલ્યો છે. દાદરો ઉતરી જઇશ કે એક ચોર થોંસો મારશે અને બીજો બાચકું ભરશે!"

"ચોર તે કાંઇ કુતરાં છે કે બાચકાં ભરે?" અલીએ કહ્યું.

"હા! તહને શું? તું તો બીછાનામાં પડી પડી બોલે છે, અને હું યમપુરીએ જાઉં છું!"

"અરે આ તે તમહે કેવાક પહેલવાન? તમહે દોસ્તની મશકેરી કરતા હતા કે તે તો બીહે છે તેથી બંદુક શીખે છે! અને આ શું? તમહે પચાસ રૂપીઆના સામાનથી કસરત કરો છો છતાંએ ચોરને ભગાડવા માટે આટલા કંપી રહયા છો? પહેલવાન શા માટે બનવા માંડયું છે?"

"મહારૂં માથું ફોડવા માટે બનવા માંડયું છે! આ આજે યમપુરી પહોંચી જવા માટે પહેલવાન બનવું હતું! અલી, મહને જરા નરસીંહને ભેટી લેવા દે! મરવા અગાઉ તેને એક બકી તો ભરવા દે!"

અરે તમહે બચી ભરી, અને બકી લીધી ! નરસીંહને બકી કરશો પણ એનોજ પાપડયો પહેલવાન બની જશે ! ચાલો, હટો, હું જ નીચે અને ચોરને મારીશ."

ાણીયો કાંઇબી વધુ બોલે તે અગાઉ તેની બાયડીમાં શુર છુટી આવયું બીછાનામાંથી કુદીને નીચે દોડી ! ભાજી પહેલવાન પ્રાણીયાએ શર- ભી તે વાત થતી જોઇ એટલે પોતેબી નીચે જીવપર ખેડીને ઉતરવા માંડયું !

ને નીચે જઇને જુએ છે તો એક ઉંદર અને એક બીલાડો એક ાછળ દોડીને ગડબડ કરતા હતા ! અને ખુબી તો એ હતી કે ઉંદર બીલા- ારવા જતો હતો ! બઇવાહ, આ તો ઘણી નવાઇ જેવી વાત હતી !!

ાવી રીતે ઉંદર બીલાડાના ખભેડામાં પાગલ પહેલવાન પ્રાણીયા- પાણી ઉતરી ગયું ! અને તેણે તે દીવસથી પચાસ રૂપીઆના સામાન સરત કરવાનુંજ બાભડાઇએ ચઢાવયું !



# ૩૦

## આંતરડાંમાપુ દીલસોઝ માજીસ્ટ્રેટ !

ામદાર સરકારે ખાન બાહાદુર ઉકરજી રતનજી લીંબુવાલાને માજીસ્ટ્રેટ ા ! ઉકરજી એક તો બચપણથીજ એવો માથા ખાઉ અને આંતરડા- તો કે કોઇબી જાતની વાત કરવા બેસે તો તે બાતનું લાંબુ ને લાંબુ માપયો ચાલ્યોજ જાય ! જયારે તમહે પોતે બેઝાર થઇને નહાસી અખાડા કરીને કેઠે ખલ્લી માપી જાઓ તયારેજ છુટકારો થાય !

વલી, એવો આંતરડાંમાપુ હોવા ઉપરાંત ધ્રુળપર તે પોતે દીલસોઝ હોય તેમ બધાની તરફ દીલસોઝી બતાવે ! પણ પેલા કહે તેમ "તેમાનું કંઈ નહીં !"

એક દીવસે એક ફરંગાને કોઇની સાઈકલ ચોરવાના વાંક માટે પકડવામાં આવયો અને તેને ઉકરજી પાસે ઉભો કરવામાં આવયો. ફરંગાએ એટલુંબી કહયું કે તેણે પોતે સાઇકલ ચોરી નહીં હતી પણ સાઈકલના પોતાનાજ પગ એવા ખરાબ હતા કે તે બાઇસીકલપર બેઠો કે બાઇસીકલે બહોંસ કરીને ચાલવા માંડયું હતું !

"ચેં ! આપુન ચોરી નેઇ કીયા રે ! આપુન થોરા સાઇકલ કોનસા મેકીંગકા હાએ વો દેખનેકા બાસ્તે થોરા ઉપર બોંસલોં આણી સાઇકલ ચોલના લાગા, અઓર આપુનકુ લેકે ભાગ ગીયા ! ચેં આપુન સાઈકલ નહી ચોરા, ઉલટા સાઇકલ આપુણકો ચોરી કરકે ઉઠા લે ગીયા !"

પણ ઉકરજીએ તે માનયું નહીં, અને નીચલો ચુકાદો પોતાની હંમેશની આંતરડામાપુ રીત પ્રમાણે ચુકવયો અને સાથે સાથે ખટારો ભરીને દીલસોઝીબી બતાવી ! ફરંગો ગુજરાતીબી સ્હમજતો હતો અને ઉકરજીએ તેથી ગુજરાતીમાંજ ચુકાદો આપવા માંડયો.

"ક્યતાન ફરનાનડીઝ ! તુને એક સાઇકલની ચોરી કરવા માટે આજ રોજે મ્હારી તે ઉકરજી રતનજી લીંબુવાલાની સનમુખ ઉભો રાખવામાં આવયો છે અને સાક્ષીઓ તપાસવા પછી મ્હને કાયદા મુજબ ચાલીને તુને સજા કરવાની છે. મ્હારો ચુકાદો ઇંગ્રેજીમાં લખેલો છે છતાં આ કોરટનો દુભાષયો જેના પેટમાં એકાએક દરદ થવાથી તે બીમાર થઇ ચાલી ગયલો હોવાથી હુંજ તહને ગુજરાતીમાં સહમજાવી દઉં છું. હું તહને શીક્ષા કરતાં ઘણો ઘણો ઘણોજ દીલગીર થાઉં છું, અને તહારા જેવા એક ચંચલ મગજના માણસને શીક્ષા કરવાથી હું અચકાઉં છું, પણ લાચાર છું. તું એક જવાન માણસ છે, તહારી જીંદગીની શરૂઆત હજી તો હમણાંથીજ થઈ છે, ચલ-

કત્તા દીવસો હજી તો તહને જોવાના છે, અંધારી પણ વીજલીના દીવાવાલી રાતો હજી તો તહને નજરો નજર નીહાલવાની છે, તું તાહારા માબાપનો છોકરો છે અને જે માબાપે તહને જનમ આપયો હશે તે માબાપને તહારી આજની આએ હાલત જાણીને કેટલું બધું લાગી આવશે!"

ઉકરજી માજીસ્ત્રેટ જરા થોભયો, અને ફરંગો સહમજયો કે "ચાલ, બોચીયું માજીસ્ત્રેટ ઠેઠો મલેલો છે એટલે સજા ઓછીજ થશે!"

તપકીરનો એક સહરૂકો ભરીને ઉકરજીએ આગલ ચલાવયું "મગોલની સુજે વાણીઓ મુઓ! અને પેલો એક માણસ જે "કાબુલ ગયો, મોગલ બની આવયો, બોલવા લાગયો વાણી! 'આબ–આબ' કરી મરી ગયો, તો હતું માથા પાસે પાણી!" તે પ્રમાણે તુંબી બીજા ચોરોની સુજે ચાલીને આજે ફસી ગયો! કયતાન, તું કહેછ કે સાઇકલ તહને ચોરી લઇ ગઇ પણ તેં સાઇકલપર પગ મુકયા, તું તેપર બેઠો, તેં ચલાવી તયારે ચાલી કેની? શા માટે આવો સારો માણસ થઇને તું નીરદોષ સાઇકલને નાહકનો ગલે પડે છે?"

અને તે પછી પાછો ઉકરજી જરા થોભયો, કે ફરંગો સહમજયો કે "અહીં કાંઇ સખત સજા થાય નહી, કેમજે માજીસ્ત્રેટ ઘણો દયાળુ છે."

"તહને એક માતા છે અને તે દમણમાં છે તો તહારે તેને માટેનો વીચાર તો કરવો હતો કે તે બીચારી દમણમાં આ તહારા ગુનાહને જાણીને કેટલી બધી દુઃખી થશે! વલી તહારો બાપ મુંબઇમાં ગોવાની સોરટીની ટીકીટો વેચેછ ને એકેક રૂપીયાની ટીકીટ પછવાડે અરધો અરધો આનો કમીશનનો ખાયછ, તેમ તહારેબી ગોવાની ટીકીટોજ વેચવી હતી અને બીજાની સાઇકલ તરફ નજર બગાડવી નહી હતી! ગોવાની ટીકીટ વેચાતી લે તેની પાસેથી અરધો આનો લેવા ઉપરાંત તેને સોરતી લાગે તયારેબી રૂપીએ અરધો આનો કાપી લેવામાં આવે છે એથી એમજ સમજવાનું છે કે અવલોબી તમાચો અને સવલોબી તમાચો મારવા જેવી વાત છે, અને આવા એક

ફળદરૂપ ધંધાપર ધયાન નહીં લગાડીને તેં આવું એક કામ કીધું
મહને તહારે માટે બહુજ લાગી આવે છે !"

ઉકરજી તપકીર સુંઘવા વહાં પાછો થોભયો કે ગેપાઉ એમ સ
તેને ચેતવણી આપીને કદાચ ઉકરજી છોડી દેવાનો હશે, કેમજે તે
દીલસોઝી અને દીલગીરી બતાવતો હતો !

નાંકનાં ફીફડાં ફડફડ ફફડાવીને ઉકરજીએ પાછું આંતરડું માપવ
"મુંબઈમાં ટીકીટ નહીં વેચવા ગમે તો તહારે બેંડ શીખવા જ
કેમજે પારસી લોકના લગનોમાં તમહો બેંડવાલાને દરેકને નાંખી દેતા ચ
કલાકના ત્રણ રૂપીયા મલવા સાથે રાતના છાંટાપાણીની બેત્રણ બ
આપવામાં આવે છે. અરે ઘેલા, પારસીના લગનમાં બેંડવાળા તરીકે
તો છોકરો નહાન નહાય તયારે, છોકરી વાગા સાથે જાય તયારે,
તરફનાઓને વાગા ભેટ થાય તવારે, છોકરાવાલાઓને સોગાટ કરવા
તયારે, સ્હાંજન ફરે તયારે, જમવા જાય તયારે, એમ તરેહવાર વખ
બીજા બેંડવાળાઓ સાથે ફરવા મલતે અને પગને કસરત મળવાથી
પગો મજબુત બનતે અને પીપોડી વગાડવાથી ફેફસાં ખીલતે !"

કચતાન માથું ધવટતો જઇને તે દીલસોઝી બહુ દીલચશપીથી ર
હતો કેમજે તેણે માનયું કે માજીસ્ટ્રેટ તદનજ ભાટ મળયો હતો, અ
સદંતર છુટીજ જવાનો મઓકો હતો !

ઉકરજીએ આગળ ચલાવયું "તહારૂં ગોવા આડું સરસ છતાં
માટે વહાં મુંબઈમાં ધકેલા ખાવા આવયો ? મુંબઇમાં આવતે
મુંબઈની સાઇકલોપર નજર દોડતે નહી અને ગોવામાં કોણ જાણે કયાં
કાજુનો દારૂ પીને પડી રહેલો હતે. અરવાયોરે તું, તું તે જાતનો માણ
જાતના માણસો મહાતમા ગાંધીજી દારૂ પીવા ગમે તેટલું ના કહે
તોબી પીઠામાં પાછલે અને આગલે દરવાજેથી ભરાઇનેબી દારૂ પીત
તમહો ગેપાઉઓને એકબારગી ગોવાના તીખખા કરીચાવલ વગર ય
દારૂના કોપતાં વગર નહીં ચાલે એ ઘણી અજાયેબી ભરેલી વાત છે."

હવે તો કયતાનનેબી કંટાલો આવવા માંડયો અને કયારે ચુકાદો ચુકવી દે અને તે દીલસોઝ માણુસ તેને છોડી દે એમ તે મનમાં બડબડવા લાગયો!

"આએ કોરટ તો તહારા જેવા ગુનહેગારોને સખતમાં સખત શીક્ષા કરવા માટેજ કહે છે, પણ કોરટનું હું જીવતું જાગતું પુતલું છેઉં તે મહારો જીવ કેમ ચાલે કે તહારા જેવા જંવાન માણસને બહુ સખત સજા કરૂ! તું તહારા માબાપનો છોકરો, બચપણથી માબાપના સાહયામાં ઉધરેલો, લગભગ પંદર વરસનો હશે તયાં સુધી માબાપનીજ પનાહમાં મોટો થયલો અને તે પછી પારસીને તયાં બોય તરીકે રહેલો, અને તયાર બાદ પાંઉના ટોપલા લઇને પાઉં વેચવા ગયલો, એ બધાને યાદ કરી મહારો જીવ નથી ચાલતો કે હું તહને ઘણી મોટી સજા કરૂં, પણ શું કરૂં કે સજા કરયા વગરબી લાચાર છું!"

ફરંગો બોલ્યો "ચાલ, બુઢો પાછો કઠણુ દીલનો થઈ ગયો! પણ ગમે તેટલો કઠણુ હશે તોબી પાંચ પચીસ રૂપીઆ દંડ કે નહી તો એકાદ અઠવાડીયાનીજ સીક્ષા કરશે કેમજે આખર કરેને એ દીલસોઝ છે."

તપકીરનો સહડૂકો ભરીને ઉકરજીએ પાછું ચલાવયું "કયતાન! કયતાન અફસોસની વાત છે કે તું પરણુયા અદરાયા વગર અને બઠેરી છોકરાંનો ધણીધોરી થયા વગરજ જેલમાં જાય છે! કેમ જે એક તો તું દીવાસલી જેવો માણુસ છે, અને જેલમાં કદાચ ભયંકર રીતે સીક પડીબી જાય!"

કયતાનને વળી પાછી આશા આવી કે કદાચ માજીસ્ત્રેટ તેને આ છેલ્લી દીલસોઝીથી સદંતર છોડીબી મુકે!

પણ ઉકરજીએ તપકીરનો સહડૂકો ભરીને છેડો છાડવયો "કયતાન ફરનાનડીઝ! તહને એક બાઇસીકલની ચોરી કરવા માટે હું મોટી લાચારી સાથે એકસો રૂપીઆ દંડ, બે વરસ સખત મજુરી સાથનું કેદખાનું, પચીસ ફટકા બાંધીમાર, અને એક મહીનો અંધારી કોઠરીમાં રેહેવાની સજા કરૂં છું."

કચતાન તો તે દીલસોઝ માણસની આવી જબરદસ્ત દીલસોઝી જાણીને પતથરના એક પુતલાની માફક સ્તબધ થઈ ગયો ! અને ફાટે ફાટે ડોળે ઉકરજીની તરફ જોવા લાગયો ! ઉકરજી તો એક બીજો સહરૂકો તપકીરનો ખેંચીને બપોરનો જમવાનો વખત થયલો હોવાથી પોતાની ચેમબરમાં જતો રહયો !



# ૩૧

## માથામારૂ માખણીયો !

ચરચગેટ સ્ટેશનપરના વેટીંગ રૂમમાં એક પારસી જવાન પોતાના ખોળાપર એક વરસના બુચાને લઇને બેઠેલો હતો. એકાએક તે બચું રડવા લાગયું અને પેલા જવાને જેમ જેમ તેને વધારે સહમજાવવા માંડયું તેમ તેમ તે વધારે અને વધારેજ ભેંકરો તાણવા લાગયું !

થોડેવારે વેટીંગ રૂમના દરવાજાપર એક જાડો પારસી આવીને ઉભો અને તેણે અંદર ડોકયું કરીને પેલા જવાનને એક રડતાં બચાં સાથે જોઇને ખુબ હસવા માંડયુ ! તે જાડો હસ્તો જાય તેમ તેમ ખરીયાની જેલીની માફક તેનું પેટ ખુબ જોરમાં હીલતું જાય ! બીજા લોકો જે વેટીંગ રૂમની અંદર અને બાહર ઉભેલાં હતાં તેઓ આ નવાઈ જેવો તમાશો જોઇને અજાયબ થઈ ગયાં કે વેટીંગ રૂમની અંદર રડારોળ ચાલતી હતી અને વેટીંગ રૂમની બાહર જાડો ઉભો રહીને હસાહસ કરતો હતો તેની મતલબ શું હતી?

થોડેવારે જાડો દુમ હીલાવતો હસતો હસતો અંદર ગયો અને પેલા જવાનને જોઇને બોલયો "મહારૂં નામ માણેકજી માખણીયા છે."

માખણ હોય કે જેલી હોય, તેથી કહેવા શું માંગોછ?" એક તો ‹વાન બચાના રડવાથી કંટાળેલો હતો તેમાં આએ જાડા માખણીયાને તેની ઇસ્તીમ થોડી ઘણી વધારે ચઢી ગઇ!

હું એમ કહેવા માંગુછ કે આએ બચાંને એક બાઇ સોંપી ગેઇ કેમ? સોંપીને તે પોતાનો લગેજ જોવા ગેઇ કેમ?"

હા." પેલા જવાને ટુંકમાં પટાવયું.

'હા' સાંભળતાંજ જાડો માખણીયો પાછો મોટેથી "હા-હા-હા-હા" હસી પડયો! અને હસતા હસતાજ બોલ્યો "અને તમહે આશા કે તે બાઈ પાછી આવશે, કેમ?"

બેશક."

ને 'બેશક' સાંભલતાંજ જાડો માખણીયો પાછો મોટેથી "હા-હા-હા-હા" હસી હસી પડયો! તે બોલ્યો "અરે મહારા ખોદાય! હસતા હસતા દુખી આયું!"

પણ ગાંડા હાથીની માફક હસોછ શું કામ કે પેટ દુખી આવે?" વાન છેડાયો "મારા સાહેબ હાથીના બચા જેવા મુવેલા છેવ ને વળી ઘેલા ગોધાની માફક હસ્યા કરોછ તે પેટ નહી દુખે ને પાસરાં તેમાં નવાઇ? બચું રડેછ તે જોઇને તમહે શું કરવા ગધેડાની હસોછ!"

હું ગધેડાની માફક એમ હસુછ કે મનેબી એક વખત એક બઇરી બનાવી ગયલી! અમદાવાદના સ્ટેશનપર એક દહાડે હું બેડેલો તે એક બાઇએ આવીને મને પુછયું "તમહે ચયેં જાશો?" મેં જલદીથી જાબ આપયો 'સુરત.' કે લાગલું તેણે એક પોરીયું મારા ખોળામાં ને કહયું 'એ આ હું હમણા આવી, જરા શોમોન તપાશવા જઉં હમણા આવીશ' કહીને ગેઇ તે બસ ગેઈજ! પેલું પોરીયું આએ પોરીની માફક રડવા લાગયું અને પછી મારા ખોળામાંજ તેણે નયુસનસ કરી

નાખયું ! મ્હારો બધો દગલો પાતલુન ખરડાઈ લપેટાઈ ગીયો અને તે પછીજ સ્ટેશન માસતરને જઇને હું તે પોરીયું સોંપી આવયો !" તેટલું બોલીને "હા–હા–હા–હા" કરીને જાડો માખણીયો પાછો હસવા લાગયો !

"મ્હારા સાહેબ પેમબઇ પાટલાની માફક બસ જરા જરામાં "હા–હા–હા–હા" કરીને હસયાજ કરશો કે ?" પેલા જવાને કહ્યું અને પછી જાડા માખણીયાને તેણે સવાલ કીધો "પણ પેલું પોરીયું તમુને સોંપનાર બાઇ તમહારીજ બઇરી હતી કેની ?"

"મ્હારી બઇરી ? હા–હા–હા–હા !" જાડો પાછો હસયો "હું પારસી ! ને તે પર કોમની બાઇ ! એટલે તે મહારી બઇરી કેમ કહેવાઈ ? હા–હા–હા–હા ! મહારા સાહેબ તમહારાબી કાતરીયાના વાંસમાથા દેખું !"

"તયારે પારકી બાઇ તમને પોરીયું સોંપીને શું પાછી આવીજ નહી ?" પેલા જવાને સવાલ કીધો અને સવાલની સાથે સાથેજ હાથમાંના ભેંકરો તાણતા બચાને મુંગુ કરવા માટે તેનેબી સહમજાવવા માંડયું.

"સ્ટેશન માસ્તર કહેતો'તો કે બે કલાકે તે પોરીઆની માય મલી શકી" જાડા માખણીયાએ ખુલાસો કીધો, અને પછી તેણે વધારયુ "તેજ મીસાલ તમુનેબી કોઈ બઇરીએ આએ બલા ઓરવી દીધીછ અને હવે બ્યાસતે રહીને સુરતની ત્રેન આવવાને વખતે તે કોઈ બાઇ આવશે, હા–હા–હા–હા"

"મહારા સાહેબ ગધેડા છેઓ ગધેડા ! સઉ કશામાં હા–હા–હા–હા કરીને મોટે સાદે હસોછ ને પારકાની વાતમાં નકામાં માથું મારોછ ?" બચાવાલો જવાન ખુબ તપી ગયો !

"હું પારકાની વાતમાં માથું મારૂછ તેનું કારણ એજ છે કે હુ તમુને ચેતવણી આપવા માંગુછ કે હમણાં હમણાં બાઇ લોકને આયાઓ નથી મલતી તેથી કેટલીક ચાલાક બાઇઓ તમહારા ને મહારા જેવા મુરખા માટીડાઓને આયા સમજીને પોરીઆં પહેરાવી જાએછ, પોતે ખુશ ખુશાલ પોતાનું કામ અમન ચમનથી કરેછ તેટલા વખતમાં આપણુને પારકાના પોરીયાંનું રડવુ

જોવું પડેછ! ને એ બચાઓનું નયુસનસ વેઠવું પડેછ! ને—એ! આએ જોયું કેની? આએ પોરીયું નાપાક તમારા દગલાપર મુતરીયું તે! કોણ જાણે કેઇ કમબખત બઇરી હોસે જે તમુને આએ બલામાં નાખી ગઇ! ને આએ સેતાન પોરીયું—"

"એઇ જાડા! મોઢું સંભાલીને વાત કર!" પેલો જવાન હવે તદન પવારે ગયો "કેઈ બઈરીને કમબખત કહેછ? ને સેતાન પોરીયું કોણને કહેછ? આએ પોરીયું તો મહારૂં પોતાનું બચ્ચું છે, ને પોરીયું સોંપી જનાર બાઇ તો મહારી પોતાની ધણીયાણી છે,—"

ને તે વધારે આગળ બોલે તેટલાં તો જાડો માખણીઓ માખણના ચીકાસની માફક વેટીંગ રૂમમાંથી લપસી ગયો! અને ચાંઇ જેવો થયેલો આજુબાજુ જોયા વગરજ નીચી મુડીએ તયાંથી પસાર થઇ ગયો!



# ૩૨

## બાનુઓની સભા!

વેલાતમાં બાનુઓ બેરીસ્તરો અને જજો બની ગઈ તે જાણીને હીંદુસ્તાનની બાનુઓને બી શુર છુટી આવયું! તે લોકે પોતાને કોરપોરેશનમાં બેસવા માટે અને બીજી દરેક રીતે સમાન હકક મલે તે માટે એક સભા મુંબઇમાં ભરી અને તે સભામાં ગામેગામથી અને શેહેરે શેહેરથી જાતજાતની બાઇઓ પધારી!

સભા જોકે બાનુઓની હતી છતાં જેમ માટીડાઓ પોતાની કોઈ સભા કે મેળાવડામાં બાનુઓ માટે થોડીક આગલી હારો રીઝરવડ રાખે છે તેમ

આ લેડીઝ મીટીંગમાંબી જેન્ટસને માટે થોડીક આગલી હાર ખાસ રોકવા-માં આવેલી હતી જેમાં માટીડાઓ ભરાઈ જવા ઉપરાંત ખુરસીઓના હાથા પર કેટલાક ભાયડાઓ બેઠા, અને તે ઉપરાંતથી બી ઉપરાંત હોલના ખુણે ખુણામાં અને બારીએ બારી માટીડાઓ ઉભેલા અને બેઠેલા જણાતા હતા!

સભા શરૂ થઇ, અને પ્રમુખ બાઇના ભાષણ પછી એક મોગલાની ભાષણ કરવા ઉઠી જેને ગુજરાતી થોડી થોડી ખબર હતી પણ મોગલઇ મુસલમાની ભાષાનો ગોટાલો કરતી હતી! જેમ આપણા પારસીઓ પારસી ગુજરાતી બોલી બોલે છે, તેમ મીસીસ દીલચશપ ખાનમ મોગલઇ મુસલ-માની ભાષા સાથે થોડી ગુજરાતીની ભેલમભેલ કરતી બોલી:

"વલ્લાહ! ખુદા ખાસેમ અમારા ઈરાન બુત એચછા! ઈરાન જીદેર જાઇગા ઉદેર મીવા ફેલ ફુરૂટ ખાઇગા એયસા ખાતલી પર સુતા સુતા પીચ ખાઇગા, કાગઝી બાદામ ખાઇગા પાસતાં ખાઈગા, દારમ ખાઇગા, દારમ દારમ છાલકે સાથ ખાઈગા, બુટ મોન્જહ કેરેગા બાગ બગીચામાં ખાટલી પેર સુતા એ બેદદમ ચીઝ મુફ્ત ખાઇગા! ઇદેર બેમબોઇ એક તરબુશ લેને જોઇગા કે ખરબુશ ખાને જોઇગાં તો ખીસામેસે બારા આના ચઉદા આના ઉર જોઇગા! અમારા ઇરાન વલ્લાહ બુત એચછા! ઇદેર તુમારા બેમબોઈ સુબોકો બીછોનામેસી ઉઠેગા ગેટેરકા બાસ આતા હય! હમારા ઇરાન સુબોકો નીંદમેસે ઉઠેગા ગુલાબ મોઘરા નસરીન ગુલલાલા એઇસા એઇસા ફુલકા ખુશબુ આતા હય! બાબા, ઇરાન બુત એચછા, યેકદમ એચછા—"

મોંગલાંણી હજુ તો ઇરાન "બુત અચછા—યેકદેમ એચછા" કરીને વધારે બોલે તેટલાંજ ઉપ પ્રમુખે ઉઠીને કહયું કે મીસીસ દીલચશપ ખાનમ આઉટ ઓવ ઓરડર જઇને બોલે છે કેમજે સભામાં બાનુઓના હકની વાત ચલાવવી જોઈએ તેને બદલે મીસીસ દીલચશપ ખાનમ દારમ અને દારમ છાલની કહાણી ચીતારે છે! તે સાંભલીને પ્રમુખે ભાષણ કરતીનું ધયાન ખેંચ્યું અને પ્રમુખનું સાંભલીને વલી ભાષણ કરતીએ કહયું "ઉફ! વલ્લાહ! હમ ઈરાનકા દારમકા બાત કરકે પીછી ઉદેરકા હવા પોણીકા બાત કેરેગા, અઓર પીછી

પોણીકા બાતચીત કારકે ઇરાનકા ગુલાબ અઓર ઇદેરકા ગેટેરકા કા બાત કેરેગા, વલ્લાહ! ખુદા ખારેમ અમારા ઇરાન હવા બુત એચછા, । બુત એચછા! ઉદેરકા હવા ખોઇગા પોણી ખોઇગા ફલ ખોઇગા ફુલ ।ા તો એઇસા અમારા માફીક લાલલાલ લુહીકા માફીક બન જોઇગા! ભેમબોઈ સુબોકો ગલીજ બાસ દમકી અંદર જોઇગા, ઉદેર ઇરાન કુલકા કુ નાંકમે જોઇગા! બુલબુલકા ગાણા—અહહહહ!—ચાયચે બુલબુલ સુનેગા .હ એઇસા એચછા લેગતા! કે જેયસા બીહીશતમે જાન ગેયા હય! હહહહ! કયા ખુબ, કયા ઇરાન આમારા! વલ્લાહ એયસા લેગતા કે ભાગ જોઈગા—અહહહહ!—"

અને મોગલાણી ચોથી વખત "અહહહહ!" કરે તેટલાં તો ઉપ પ્રમુખે પ્રમુખનું ધ્યાન ખેંચ્યું, અને તેટલા વલી એક મરાઠી બાઈ વચ્ચે પડી "અગ કાય! હે ઇરાનચી વારતા કરતે, પરનતુ હેલા માહીત કી આમચયે નાશીકલા ઇરાનસી ફાર મોહડે મોહડે દારમ મીલતે આણી .યા દારમછાલબી લહી ચાંગલા અસતે!"

"કાય ચેંગલા અસતે?" મોગલાણી છેડાઇ, અને ખીજ પાડીને બોલી મારા ઇરાનસે ચેંગલા? જાઓ, જાઓ, ઘાસ ખાઓ! બાત કેરતા આમારા ઇરાન લેહી ચેનગલા"

પ્રમુખે જોયું કે મોગલાણી અને મરાઠણ ઇરાંન ને નાશકની વાતપર પડશે અને મુળમાથીજ સભામાં ચોટલા પીખાશે તો કામ બગડશે; જેથી ।રડર—ઓરડર" ની બુમ પાડી ઉઠી, અને પાંચ પંદર બીજી બાઇઓએ આવીને મરાઠણને અને મોગલાણીને સહમજાવીને ઠંડી પાડીને બેસાડી!

મોગલાણી બેસી ગઇ કે જરબાનુ બોલવા ઉઠી, જરબાનુએ તો ઉઠતાંનેવાર પર મુકકી મારીને શરૂ કીધુ "બાનુઓ શું નથી કરી શકતી કે જેથી દાઓએ અમોને પોતાના જેવા હકક નહી આપવા જોઇએ? બાનુઓ એક વખતે "ના" કરીને કોઇને કેહેછ તો તે પછી મરતા "હા" તે

બોલતી નથી, અને ભુલચુકમાં 'હા' બોલવાનું હોયછ તો તે એવી તો હળવેથી બોલેચ. કે નથી 'ના' માં સહમજાતું કે નથી "હા" માં ગણાતું! બાનુઓ આયાને લઇને જયારે સહાંજને છેડે ફરવા જાયછ તયારે જાણે એવી લાગેછ કે નરી નરી રાણી! રાણી આગલ ચાલે ને તેની દામન પકડીને પછવાડે જેમ સહેલીઓ ચાલે તેમ બાનુઓની છત્રી પકડીને તેમની પાછલ તેમની આયાઓ ચાલે! જરા જો નબલો પોચો માટી મલ્યો તો પછી તેવા ધણીને આંગલીપર કેમ નચાવવા તેની પુરેપુરી સોલ આના સહમજ બાનુઓ ધરાવે છે! કદીબી પોણી સોલ આના તો ઉતરતી નથીજ! બાનુઓને ત્રેનમાં જુદી જગયા હોયછ તેમજ બાનુઓ ત્રામમાં જુદી સીટસથી હાકેમી ભોગવેછ તો પછી બાનુઓ કોરપોરેશનમાં કાંય નહી બીરાજે? અને શા માટે બાનુંઓને જજ બનવાનો ઓધો નહી મલે? માટીડા જજો સમીંગ અપ કરે કે ચુકાદો આપતા ભાષણ કરે તેના કરતાં હજાર દરજજે ઝટપથી અને લાંબુ લચ ભાષણ બાનુઓ કરી શકેછ, કેમ જે બાનુઓની જીભ કાતરની મીસાલ ચાલેછ એ તો માટીડાઓ સારી રીતે જાણેછ! માટે હું દરખાસ્ત મુકુંછ કે મેં કીદેલી ભલામણને ધયાનમાં લઇને તુરતજ માટીડાઓએ બાનુઓને પોતાના જેવા હકકો આપવા માટે હવે બીલકુલ ધીલ કરવી નહીં જોઇએ." (તાલીઓ!)

તે પછી મીસીસ આલેલટપપુ મદરાસીએ લાલ પીલી ને લીલી થઇ જઇને મોટે મોટે બાંગાતા પાડીને ઇંગ્રેજીમાં એક લાંબુ ભાષણ કીધું અને પછી બેસતી વખતે એપલોસ લેતાં તેણે ધમધમાવી નાંખતા કહયું "yes, a woman can do everything, with but one exception: she cannot climb a tree."

મદરાસણ બેસી ગઇ અને તેને મલેલી તાલીઓ પુરી થઇ કે એક ઈરાની બાઈ જે પોતાની પાસે બેઠેલી પારસી બાનુથી મદરાસણના ઇંગ્રેજી ભાષણને જાણી લેતી હતી તે હવે છેડાઈને ઉભી થઇ. "શું ખેરવા માંગેસ આએ મેદરાસી? શું ઉઉઉઉઉ? બઇરાંઓ ઝાડપેર ચાલી નેહીં શકેશ? એઇ પેરસુખ,

એને કેહો તોમે કે એ જાુઠઠા બોલેશ! ખોણ જાણે મદરાસમાં એની જેવા ભાજીખાઉ બઇરા હોયશ તે ઝાડપર નેહી ચાલતા હોસે! પેણ અમારા ઇરાનના બઇરાં તો ઝાડપરબી ચાલેશ ને વેરી પાહારપરબી ચાલેશ!—"

ઈરાનીને બોલતી જોઇને પાછી પેલી મોગલાણી છેડાઇ! તે વાઘની માફક છલાંગ મારીને ઉઠીને બોલી "હેમશારી એમ રાસ્ત મીગુયદ, સેચચા એ બુલતા હેય! ઇદેરકા અઓરત ચુવવાકુ દેખેગા ડર જાઇગા, અમારા ઈરાનકા અઓરત લોગ બાઘકુ દેખેગા તો બાઘકુબી મારેગા, શેરકુબી મારેગા, બબર-કુબી મારેગા, ફીલકુ મારેગા, જો દેખાગા મારેગા! તુમ ઇદેરકા અઓરત ભાજીકાઉ, ઇરાનકા અઓરત પીલવાન, ચેકદેમ પીલવાન! તુમારા જેઇસા પાચચીસ અઓરતકુ ઇક ઘુંસા એઇસા મારેગા–"

કરીને મોગલાણી તો મુઠઠી વાલીને પેલી મદરાસણ તરફ તેના માથામાં "ઘુંસા એઇસા મારેગા" બોલીને એક મુકી દેવા ગઇ! તેટલાં બધી બાઇઓ દોડી ગઈ અને તેઓએ મોગલાણીને પકડીને બીજીવાર ઠંડી પાડી!

તે પછી મીસીસ આદરજી અંકુસ બોલવા ઉઠી "માટીડાઓને કોઇબી કામમાં બઈરાં વગર ચાલેજ નહીં, તો પછી કોરપોરેશનમાં બઇરાં વગર તે લોક કેમ બેસી શકે? બઈરાં જો નહીં હોય તો માટીડાના ખમીસ ને બદીઅન કોણ સીવશે?"

તેટલા બેઠેલા માટીડાઓમાંથી કોઇએ બુમ પાડી "દરજી સીવશે!"

તે સાદની દરકાર કરયા વગર મીસીસ અંકુસે આગળ ચલાવયું "બઇરાં જો નહીં હોય તો માટીડાના પસીનાના ભરેલા સદરા કોણ ધોસે?"

"ધોબી ધોસે!" પાછો એક બીજો આવાઝ થયો! પણ મીસીસ અંકુસે હમણાંબી તે સાદની દરકાર નહીં કીધી અને આગળ બોલી:—

"બઈરાં નહી હોય તો માટીડાનું ભાણું કોણ રાંધશે?" પણ તેજ વખતે પાછી બુમ પાડી "ભાણું ફરંગો કુક રાંધશે, ક્યરો લાલીઓ વારસે, ને–"

પણ તેજ વખતે "મુઆ ભસ્તે ગીયા" કરીને મીસીસ આદરજી અંદુસ ઉઠી અને માટીડાઓ જયાં બેઠેલા હતા તયાં જઇને પોતાના વરને એટલે આદરજીને શોધીને છત્રી છત્રીએ તેના બરડાની ખબર લઈ નાખી! "મુઆ મેં અખાડા કીધાં પણ તું બોલ્યાજ કરેછ!" કરીને બીજી બે ચાર છત્રી આદરજીના દીલપર પખોડી કે બધી બાનુઓ તેમનો ઝઘડો છોડવવા દોડી ગઇ! મીસીસ અંદુસનો ગુસ્સો ઉતરતાં બધા માટીડા અને બઇરાંઓ તેને સ્હમજાવવા લાગયાં અને તે માટી બઇયરની પંચાતીમાં બાનુઓની સભા પડી ભાંગી! તે પાછી તેવી સભા મલીજ નહીં!



# ૩૩

## ફલી ફીલસુફની ફીલસુફી!

ફલી ફીલસુફ ફકટ પાંચજ મીનીટ આ દુનીયામાં મોડો જનમયો તેથી તે બુમલા ચોરની ગલીમાં જનમયો, નહીંતો જો એણે પાંચજ મીનીટ અગાઉથી દુનીયામાં કુદકો મારયો હતે તો તે યુરોપના કોઇ મોટા શેહેરમાં જનમતે અને યુરોપના મોટા મોટા ફીલોસોફરો અને વીદયા હુનરવાલા નરોને ટકકર મારતે! પણ ભોગ લાગયા ફલીના પોતાના અને ફલીના બાપના, કે ફલી પંકચુઅલ નહીં રહયો અને પાંચ મીનીટ મોડો દુનીયામાં આવયો જેથી તે બુમલા ચોરની ગલીમાં સુકકા બુમલા ખાવા લાગયો!

ફલીની અકેકી ફીલસુફી જુઓ તો તમહે સહેજમાં પાંચે પાંચ આંગલી મોંઢામાં મુકીને દાંત વચચે કરડી નાંખો, એટલે કે જાણે તમહે અજાયબીના

દરીયામાં ગરક થઇ જાઓ ! ફલીની ફીલસુફીનો ફકટ એકજ દાખલો બસ થશે અને તે દાખલો જો હું નહીં આપું તો લોકો કહેશે કે "મશરેક" બખીલ છે !

ફલી એક દહાડો બપોરે જમી ખાઇને ધોલ્યાપર લેટેલો હતો અને વીચારમાં ઉંડાણથી ગરક થઇને તે વીચારમાં ને વીચારમાં અંગોઠો ચુસતો હતો ! તેટલાં તેને કાંઈ યાદ આવી ગયું જેથી એકદમ કુદકો મારીને તે રાંધણીમાં દોડી ગયો !

રાંધણીમાં તેની મા હતી જે ચા કરતી હતી, ફલીએ માના હાથમાંથી ચાની કીટલી ઝુંટવીને મુકી દેતાં પુછ્યું

"માયજી, બોલો, બાગમાં માખ ગેઇ તો પતંગીયું કેમ મરી ગીયું ?"

"ઓજીઆ !" ફલીની માતાએ બુમ પાડી "ચાએ મુકવા દે, એમ શું ઘેલાં કાહારેછ ?"

"નહીં. બસ ! બોલો માયજી, કે બાગમાં માખ ગેઈ તો પતંગીયું કેમ મરી ગીયું ?"

"બલા જાણે મહારી કે નાંખમાં માંખ ગેઈ તેથી પતંગ—"

તુરતજ ફલીએ માતાનો હાથ પકડી લેતાં બુમ પાડી "નાંખમાં માંખ નથી ગેઇ ! પણ, બાગમાં માખ ગેઇ તેથી પતંગીયું મરી ગીયું !"

"પતંગીયું તે શું ? આએ દુકતાઓ મેદાનમાં પતંગ ઉડારેછ તેજ કેની ?" ફલીની માતાએ પુછ્યું.

"નહીં ! નહીં !" પગ જમીનપર ઠોકીને ફલીએ બુમ પાડી "છટ નોનસનસ ! પતંગીયું તે પરવાનો, પરવાનો !"

"પરવાનો તે શું બા ?" ફલીની માતાએ પાછું પુછ્યું.

અને ફલીએ જવાબમાં ફીકરૂં આવયું હોય તેમ વાંકા ચુકા થઇને લલકાર્યું "ગીરકે ચીરાગમે પરવાના યું મર ગયા !"

અને "યું મર ગયા !" ની એકટીંગ બતાવતા ફલી ફીલસુફ લાંબો થઇને ભોંયપર સુઇ ગયો, અને આંખ બંધ કીધી !

"અરે મરેરે, ઉઠની ! ભોંય પરથી ઉઠની ! સરદી બરદી લાગસે તો કાંહ મરવા પરસ ! તહારૂં પતંગ બરે પહેલી રાતે ને માખ મરે પાથલી રાતે ! ઓહજીઆ, તું કાંય અમથો નાહકનો માખ ને પતંગની વાતમાં એમ દુસમનના ડોરા બારેછ ! ઉઠી જાઆઆઆ !"

"લેઓ હું ઉઠયો" ફલી ફીલસુફ કુદકો મારીને ઉઠીને બોલ્યો "લેઓ હું ઉઠયો તો ખરો, પણ હવે તમુને મહને જવાબ આપવોજ પડશે કે બાગમાં માંખ ગેઇ તો પતંગીયું કાંય મરી ગીયું ?"

"પણ પતંગીયું તે શું મહને સ્હમજાવની" તેની માતાએ કહયું.

"ઓ આઇ સી ! હું તો ભુલીજ ગીયો ! પતંગીયું તે પરવાનો, પરવાનો ! અને પરવાનો તે પતંગીયું !"

"અરે પણ પરવાનો ને પતંગીયું એટલે શું ? હું તો બેઉ નથી સ્હમજતી !"

"ઓ આઇ સી !" હાથ પર હાથ થોકીને ફલી બોલ્યો "પરવાનો ઉરફે પતંગીયું અને પતંગીયું લકબે પોપટ ! આએ વાડી વંતરમાં આપરે જઇએછ ને તાંહ છોકરાંઓ "પોપટ પોપટ" કરીને પેલા ઉડતા પીરા પીરા જીણા જીણા જાનવરની પછવાડે દોરેછ તે !"

"હં ! તે સું ?"

"તે એમ કે, માખ બાગમાં ગેઇ તેથી તે બીચારૂં મરી ગીયું ! હું પુછુંછ કે પતંગીયું શું કામ મરી ગીયું ?"

"ઓવાય મરેરે ! તેના પેટમાં દુખી આયું હોસે તેથી મરી ગીયું હોસે !" માતાએ જવાબ આપયો.

"નહીં ! બસ, નહીં" જમીનપર પગ ઠોકીને ફલીએ બુમ પાડી "પતંગીયાને પેટજ કાંહ છે જે તેના પેટમાં દુખે ?"

"અરે મરેરે હવે કોંહ મરૂં ! પતંગીઆને પેટ નથી તો પછી બાગમાં શું ધકેલા ખાવા ગીયું'તું ?"

"બાગમાં તો માખ ગેઇ, તેથી બીચારા પતંગીયાનું મોત થયું !" ફલીએ કહ્યું, અને પછી પાછું પુછયું "બોલો, પતંગીયું માખના બાગમાં જવાથી કેમ મરી ગીયું ?"

"બલા જાણે મહારી કે કેમ મરી ગીયું" ફલીની માતા કંટાલીને બોલી "તું એ માથા દુખણ મહારી આગલ ના કર ખોદાયને • વાસ્તે ! જા, તહારા બાપને પુછ કે પતંગીયું કેમ મરી ગીયું ?"

ફલી તયાંથી નીકલેલો બાપ પાસે ગયો ! અને તયાં જઇને બોલ્યો "બાવાજી, બોલો, બાગમાં માખ ગેઈ તો પતંગીયું કેમ મરી ગીયું ! તે શાથી મરી ગીયું ?"

"વરી પાછો તું શું કુતતા મેરી કોધારી લઇને આયોછ ?" બાવાએ બુમ પાડી "નખખોદ ગીયો અરધો ઘસેલો છે તેમાં, નહીં તો આખું ઘસેલું હોતે તો થાણેગી મુકી આવતે !"

"તમહે થાણે મુકી આવો કે કોલાબે ! પણ, બોલો, કે બાગમાં માખ ગેઇ તેથી પતંગીયું કેમ મરી ગીયું ?"

"બપોરના બે કલાક માણસ ઠાકેલું હોય તેને ઉંઘાવા દેવું જોઇએ તેને બદલે મીનગરાનો ખસેલો આવીને બીજાની ઉંઘ લેછ ને ધુળ ધમાસા જેવા સવાલ પુછેછ ?" બાવાએ છેડાવા માંડયું "જાએછ કે અહીંથી, નહીં તો આએ ફોટો દીંગોલો તહારા માથામાં મારસ કેની તો હમણાં માખ બાગ ને પતંગીયું બધું આંખ આગલ ઘેરીયા રમસે !"

"આએ સવાલમાં એક મોટી ફીલસુફી ભરેલી છે !" ફલીએ કહ્યું "અને તમહે મહારી એવી ફીલસુફીને ધીકકારી કાઢોછ એ મોટા અફસોસની વાત છે ! અફસોસ–દસ હજાર અસફોસ !"

"જાની ! મોટો ફીલસુફ થઇ આયોછ !" બાપે કહ્યું "મેટ્રીકમાં તો આએ વરસે ફેલ થયો, ને ફીલસુફ સાનો થઈ નીકરયોછ ?"

"નાસીપાસ થઇને તયાંથી નીકળેલો ફલી ફીલસુફ પોતાની ફુઈ જે થોડા દહાડા ભાઇને ઘરે રહેવા આવેલી તેની આગલ ગયો, અને પુછવા લાગયો "બોલો ફુઇજી કે બાગમાં માખ ગેઇ તો પતંગીયું કેમ મરી ગીયું ?"

"મુઆને જેહેર ઉતરી ગીયું હોસે તેમાં મરી ગયો ! પણ રૂવાન તો નહી રખરી ગીયુંની ?"

"કોણનું ?" ફલીએ અજાયબીથી બુમ પાડી.

"વરી કોણનું ? બાગમાં નાગ ગીયો ને લવંગીયો મરી ગયો તેનું ! બહેસ્તી લવંગીયાનું રૂવાન રખરીયું તો નહીં કેની ?"

"તે હોસે બા ! જા જરા ઉંઘાવા દે, મારૂ માથું દુખેછ !" ફુઇ ફલીને પીછાણતા હતા એટલે તે ઘેલા વાજાને ખેરવતાં ટુકમાંજ બોલ્યા અને તે ગયો !

ચા પીવા સારૂ જયારે ફલીના માતા, પીતા, અને ફુઇ એ બધા સાથે ટેબલપર આવયા તયારે ફલીએ ચા પીવા અગાઉ ઉઠીને ઉભા થઇને કહયું "આજે મેં એક મોટી ફીલસુફી શોધી કહારીછ ! "બાગમાં માખ ગેઇ તો પતંગીયું મરી ગીયું !" એ સવાલનો તમે કોઇ જવાબ આપી શકયા નથી, અને હું તે જવાબમાં જે મોટી ફીલસુફી સમાયલી છે તે કહી દઉં છું."

અને પછી તેણે એક ખંખાર મારીને કંઠે વાંચેલી તે ફીલસુફી બોલી દીધી "જુઓ, બાગમાં માખ ગેઇ અને ફુલપર બેઠી—ફુલપર બેસીને ફુલમાંનો રસ માખ ચુસવા લાગી—માખ ફુલનો રસ ચુસીને ઉડી ગઇ અને તેણે માંખ પુડો બનાવયો—માંખપુડામાં તેણે ફુલના રસથી બનેલું મધ ઉતારયું તે માંખપુડો યાને મધ પુડો હતો મીણનો—મધને કહારીને લોકો ખાવા લઈ ગયા જયારે મધપુડો જે મીણનો હતો તેની મીણબતી બનાવવામાં આવી—તે મીણબતી જયારે બલતી હતી તયારે તેનાપર પતંગીયું એટલે

પરવાનો આવીને ભમવા લાગયો—અને આખરે ભમ ભમ ભમ ભમ ભમ ભમવા પછી પતંગીયું મીણબતીના બળતામાં પડીને બલીને મરી ગીયું ! બોલો ! મ્હારી ફીલસુફી કેવી ઉમદા ? બાગમાં માખ ગેઇ તો તેથી પતંગીયું કેમ મરી ગીયું એ તમહે બધાએ જોયું ?"

ફલીના બાપે ચા પીતા પીતા અજાયબીથી આંગલી કરડવાને બદલે ભુલથી ચાની રકાબીની કીનારીજ કરડી નાંખી ! કીનારી તુટી ગઇ, રકાબી ભાંગી ગઇ, અને ફલી એક ફીલસુફ પુરવાર થયો ! !



## ૩૪

## નજલાની દવા !

બેહેસ્તી મમાવાને હાથે લખાયલી હકીમાની ચોપડીમાં જોઇને જમશેદ કટકીએ નજલાની દવા બનાવી, અને તે પોતેજ પારસીવાડામાં વેચવાબી નીકલ્યો !

પહેલાં એક ઘરમાં ચાર માળા સુધી ગયો તો કોઈએ એક બાટલીબી લીધી નહી ! બીજે ઘર ગયો તો તયાં પારસીના છોકરાંઓએ તેને ચેરવીને નીચે ઉતારયો ! ને ત્રીજે ઘર ગયો તયાંથી ચોથે ઘર જવાનુંજ ભુલી ગયો !

ત્રીજા ઘરમાં નીચે ભોંયતલીએ સીતેર પંચોતેર વરસની એક બાઈ બેઠેલી હતી તેની પાસે જઇને જમશેદ કટકીએ કહયું "ડોસાં ! નજલાની દવા જોઇએછ કે ?"

ડોસીએ તો તે સાંભલીને થોડો વખત સુધી જમશેદનો ચેહેરો ટગર ટગર ટીકયો અને પછી બોંમબનો ગોળો ફાટતો હોય તેમ એકદમ બુમ પાડી બોલી "મુઆ! ઘેરાના ખાધા! ડોસાં કોણને કેહેછ? આંધરા, હું સું તુને ડોસી લાગુંછ કે? મુઆને આંખે જાહરતું નહીં તો ચસમો કાંય નહીં લઈ મરતો?"

"ચસમો લેવાનો વીચાર છે." જમશેદે "સેતાન ડાબો" કરતાજ ટુંકમાં કહ્યું.

"વીચાર છે તો લઇ મરની!" ડોસી લાયકીથીજ બોલી "પઇસા નહીં હોય તો કાટલી લઇને ભીખ માંગ, નહીં તો પંચાતના સેક્રેતરી ઉપર લખ કે તુને એક ચસમો અપાવે."

"હવે એ વાત માંડી વાલીને કેહોની કે તમુને નજલાની દવા જોઇએછ કે મમઇ?"

જમશેદથી પાછું મમઇ કરીને બોલઇને બફાઈ ગયું કેમ જે તે સાંભલીને ડોસી પાછી છેડાઇ "મુઆ નસાબંદા! તહારી માય મમઈ કોઇ મુઇછ કે નહીં કે મને તારી મમંઈ બનાવેછ? મુઆને બજારમાં વેચવા મુકયો હોય તો કોઇ બે પઈના ચણા નહીં અપાવે તેવાની હું મમઈ થાઉં કે? જા જા મુઆ, મુજમાં રોજા ના ખોલતો કે હું તારી મમઇ થવસ."

"વારૂ મમઇ ના થતા, પણ તમહે નજલાની દવાં લેઓછ કે? તમુને નજલો થયો હોય તો–"

"નજલો થાયની તુને! મુઓ જો લાડ કરેછ તે? તુને મુઆને મારા ઘેરનો અરો ઘરો પખોરી જાટકીને બધો આપુ મુઆ ઘેરા! નજલો તુને ને તારી માય માસીને થાયની! મુઆ મને નજલાની દવા સાની આપી મરેછ?"

જમશેદ તો હવે દુરનો દુરજ ઉભેલો હતો અને તે આ ઘરથીબી નીરાશ થઇને ચાલી જવાનો હતો, પણ તેણે બે ગમ ફતેહ નહી મલી તો ગમે તેમબી કરીને આ ત્રીજે ઘરે ફતેહ મેલવવા સારૂ પાછી અને પાછી કોશેશ કરવાનો વીચાર મકકમ કીધો!

જેથી તેણે દુરથીજ કહ્યું "વારૂ, તમહે નહીં લેતા તો તમહારા વરને નજલો થયો હોય તો તેવણને—

"વર તો પાંચ વરસ થયા ગેરોથમાન થયાછ, તુને નજલાની દવા તેવણને આપવાની હોય તો તેવણની પાસે જા, પાસેના ઘેરમાં કુવો છે તેમાં હલ્લુથી પરી જા એટલે મહારા બેહેસ્તીની આગલ તું આપો આપ ચાલી જસે."

"તમારા બચચાં છોકરાં હોસેની?" જમશેદે ધીરે રહીને પુછ્યું.

"હા. એક દીકરી છે, ને દીકરીના અખખઇ રહયાં છ છોકરાં છે. તેથી કેહેવા સું માંગેછ?"

"કેહેવા એજ માગુછ કે તમારી દીકરીને ને તેનાં છ છોકરાંને મારી બનાવેલી નજલાની દવા આપો તો તે——"

ડોસી તુરતજ ઉઠી, અને તેણે પગ નીચેનો પાટલો હાથમાં લીધો, ને જમશેદના માથા તરફ પાટલો ફેંકતાજ બુમ પાડી "તુને ઓવારી મુકું મારી દીકરી ને તેના છ છોકરાંપરથી! મુઆ તારો નજલો તુનેજ થઇ મરે ને નજલામાં તુંજ મરે—"

"નજલાથી કાંઇ લોક મરતા નથી." જમશેદે હવે ઘણે દુર જઇને સહમજાવયું, પણ તે વધારે બોલે તેટલાં તો ડોસીએ બીજો એક પાટલો ફેંક્યો અને જો જમશેદ તેજ વખતે નહાસી નહીં ગયો હતે તો ત્રીજો પાટલોબી તેની પાછલ તુરતજ આવતે!!

તે દીવસ પછીથી જમશેદ કટકીએ પોતાની બનાવેલી નજલાની દવા વેચવાનીજ માંડી વાલી છે!



# ૩૫

## ઈરાનીની દાઢી!

રતનબાઇ નારીયલવાલા પોતાના ઘરના નોકરો તરફ જરા વગર બેઠકના કળસીયા જેવા હતાં. કોઇ વખત એમ ઢલે, કોઇ વખત તેમ ઢલે, તો કોઇ વખત વલી ખડાબી રહે, એટલે કે કોઇ વખત દયા લાવીને માણસને પાન પાવલાથી ખટાવે, તો કોઇ વખત ખાઉં કરહુંની માફક માણસને વાલી હવારીજ ખાય, અને કોઇ વખત તો તેને એક મીનીટબી આરામ લેવા જવા નહીં દે! પવનનું સુકાન ફરે તેમ નારીયલવાલા બાઈના ભેજાનું સુકાનબી ફરતું હતું.

એક દાહાડો તેવણે બેહેરામ ઈરાનીને કોઈ કામ વાસ્તે બોલાવયો તો લાલીયા રામાએ કહયું, "બાઈ, બેરામ તો દાહરં છોલાવવા ગીયેલો!"

બાઈ ફરફડી ચટકીને તે વખત તો મુંગી રહી પણ બેહેરામ દાઢી બોડાવીને નાહીને ઉપર ગયો તયારે બાઇએ તેને પહેલે તો દમથી ગભરાવવાનો વીચાર કીધો, પણ પછી લાંબો વીચાર કરતા દમ ભરાવવાથી તે કદાચ ચાલી જાય તો કામ રખડી જાય એવું ધારીને ધીરે ધીમેથી કહયું "બેહેરામ તું અઠવાડયામાં કેટલી વખત દાહરી બોરાવેછ?"

"બોઈ, ચાર દાહરા એક વખત દહારી છોલાવેસ તો મહીનામાં એક વખત માથું કપાવેશ."

"માથું કપાવેછ?" બાઇ અજાયબીથી કહેવા લાગી "હરવાયા ઓંજ્યા, માથું કપાઉંછ કરીને નહીં બોલવાનું! એમ બોલ કે માથાના બાલ કપાવેછ."

"હા–હા–માથાના બાલ કપાવેશ! માથા નહીં કપાવેશ, માથાના બાલ કપાવેશ" બેહેરામ ઇરાનીએ ઝડપથી સુધારયું.

'વારૂ, જેમ તું કેહેછ તેમ જો ચાર દાહાડે એક વખતબી દાહરી તો હોય તો મહીનામાં કેટલી વખત એમ દાહરી બોરાવવાની થાય?" હીસાબ જાણુવા માગયો!

"તે તો બોણુ જાણે બોઇ!–મેને હેસુબ ગેણુતા આવરેશ તો પેચી તોંહ નોકરી સું બેરવા ધાકેલા ખાવા રેશ?" બેહેરામે કહયું.

'જો હું તુને સમજાઉં" બાઇ ધીમેથી બોલી "મહીનાના તીસ , ને ચાર દાહારે એક વખત દાહરી બોરાવતો હોય તો સાત ચોક સ, ને બે દાહારાની અરધી દાહરી એટલે આખા મહીનામાં સાડા- ાહરી થઇ!"

'સારા સાત દાહરી?" બેહરામ અજબ થઇ ગયો "સાત આખા ને એક આરધા દાહરી? તે આરધા દાંહરી વેરી કેમ બોરાયેશ? દાહરી બોરેશ ને આરધા રાખેશ તો લોકો કહેશ કે બેહેરામ ɔ!"

'એમ નહી! એમ નહી! બેહેરામ, તું મહારા બોલવાની મતલબ ાહમજયો." બાઇએ કહયું "હું એમ કહેવા માંગુછ કે ચાર દાહારે ાહરી તો મહીને કેટલી દાહરી? વારૂ, એમ સ્હમજ કે ઉપરની અરધી છોરી દઇએ તો મહીનામાં સાત વખત તું દાહરી બોરાવેછ!"

'હા, તદન બેરી વાત છે."

'વારૂ, તારે તું મહને કેહે કે દાહરી બોરાવતા રોજ તુને વખત લાગેછ?"

'હું રોજ કાંહ દારી બોરેશ?"

'અરે રોજ નહીં ને ચાર દાહારે! પણુ ચાર દાહારે દાહારી બોરાવેછ ખત કેટલો લાગેછ?"

'આરધા કલાક." બેહરામે કહયું.

'ઓ માયરે, અરધો કલાક?"

"તેરે વેરી સું ? આરધા કલાક દાહરી નહીં બોરાવેશ તો પેચી હાનમના હાથ ચાલેશ કેમ ?—આસતરા ફારેશ કેમ ?—ને દાહરી બોરાયેશ કેમ?"

"તારે જો" બાઇએ પાછું સ્હમજાવયું "ચાર દાહાડે એક વખત તું દાહારી બોરાવતી વખતે અરધો કલાક ખોહી દેછ, ને તેવીજ રીતે ગણુવા બેસીએ તો મહીનાના સાત અરધા કલાક એટલે સારા તન કલાક મહીનામાં તું બરબાદ કરેછ! મહીનાના સારા તન કલાક એટલે વરસના બેતાલીસ કલાક ! ઓ માચરે, બેહેરામ, તું વરસના બેતાલીસ કલાક તો એમ દહારી બોરાવવા પછવારેજ બગારી નાખેછ ! તેના કરતાં દાહરી રાખતો કાંય નહીં કે એટલો બધો વખત બરબાદ નહીં જાય ?"

"દાહારી રાખેશ તો મકકાઇબાઉ જેવા લાગેશ ! એક વખત ઇરાનમાં હું ઘેર છોરીને એક મહીના સુધી બાહાર ગેયલા ને દાહરી બોરાવયા વાગેર એક મહીના પાચી ઘેરે ગીયા તો મને જોઇને મારા છોકરા સીક પેરી ગીયા, મારા બઇરી ગભરાઇને ઝમીન પર પેરીને બેહુસ થઇ ગીયા, ને મારા બુઢ્ઢા કાકા બીહીને મેરી ગયા ! તે લોક એમ સમજયા કે કોઇ દાહરીવાલા મોટા રીનચ આયા તેથી બેદદેમ ગાભરાઇ ગીયા !"

"તો શું તું દાહરી રાખેછ તો રીંછ જેવો લાગેછ કે ?" બાઇએ પુછયું.

"રીનચ, વાઘ, સીંહ, બાબેર, ગુરગ, પાલેનગ જે • કેહેશ તેવા હું તો લાગેશ ! તું કેશ તો દાહરી બોરાવેશ, નહી તો ગામેશ તો નેહી બોરાવેશ !"

"ઓ નહીંરે માય, રીંછ જેવો લાગશે તો મહારા ઉકરજીને હારટપર ફેટ છે તે તુને જોઇને તેવણનું મદદઇનું હારટ ફેલ થશે તો હું કાંહ મરવા પરશ ?" બાઈ બોલી, અને પછી તેણે સ્હમજાવયું "બેહેરામ, જોની દાહરી બોરાવે તો જલદી બોરાવ ! એક મીનીટમાં તો દાહરી સઉ કોઇ બોરે !"

"વાર, બોઇ" બેહેરામે આસતે રહીને ટાહુકો પુરયો " હું એમ પુચેશ કે તુને તારા માથાના બાલ સારખા કારતા ને ચોટલા વારતા ખેટલા વાખેત લાગેશ ?"

"અરે મુઓ તું તો અકક્લનો દોહર ચતુર છે, દોહર ચતુર " બાઈ બોલી " મહને તો બાલ સરખા કરવાના, ને તુને તો કપાવીને ફેંકી દેવાના ! "

" તું બી કાપાવીને ફેંકી દેશ તો સું વાંધા છે ? અમથા બે કલાક રૂઝ માથા સાથે માથા ફોરેશ, ને મહીનાના સો કલાક ને વારેસના બેચાર હાઝાર કલાક નકકામાં બગારી નાખેશ તેના ખારતાં એ બાલ કાપીજ નાંખેશ તો પીરા જયેશ કેની ? "

" મુઆ, તુનેજ એ બાલ આંખમાં ખુંચયા કે ? જા, અહીંથી ચાલી જા, મુઆની નજર બજર લાગશે તો પીરા ! " તેમ બોલીને બાઇ ફફડીને ઓરડામાં ગઈ, અને બેહેરામ હસતો હસતો રાંધણીમાં ગયો.



# ૩૬

## સ્ટેમપ-ડયુટી વધી !

આવાં ડોસાને નવસારીમાં ગયલા પોતાના બેટાપર કાગઝ લખાવવાનું હતું જે તેવણે એક પાડોશી પાસે લખાવયું, અને આગળની મીસાલ બે પઈસાની ટીકીટ પરબીડાંપર મારીને તેવણ તે કાગઝ પોસ્ટ કરવા જતા હતા તેટલાં તેવણને પેલાજ પાડોસીએ સહમજાવયું " આવાંબઇ, હવે કાગલ બે પઇસામાં નહીં જાય ?"

" કાંય ?" ડોસાંએ નાંકપરનો વાંકો થયલો ચશમો સીધો કરતાં બુમ પાડી "કાંય ?"

" કોણ જાણે. કેહેછ કે સરકારને ખોટ આવીછ !" પાડોશીએ સહમજાવયું.

"સરકારને વરી ખોટ તે સા વરે આવે? અખખઇ રહયાના ખજાનામાં મબલખ ને બીસીયાર રૂપીઆના દરંગના દરંગ પરેલા છે ને ખોટ સાની આવે?"

"લોક એમ કેહેછ! ને નુસપેપરવાલા એમ લખેછ તેથી ગીયા મહીનાથીજ બે પઇસાની ટીકીટના ચાર પઇસા થયાછ." પેલાએ આગળ સ્હમજાવયું.

"એ કંઇ નહીં રે! નસારીના ડુબરાઓબી હવે મુંબઇનું પાણી પીતા સીખીયાછ કેની, તેની આએ બધી મોંહકાણ છે રે, બીજું કંઇજ નથી!"

પેલાના ડોળા તે સાંભલીને વાંકા ટીકા થયા અને તે અજાયબીમાં પડી ગયો! તેણે કહયું "આવાંબઇ, પોસ્ટની ટીકીટ સાથે નસારીના ડુબરાઓને શું લાગે વલગે?"

"આએ આપરા પારસીઓએજ તે લોકને બગારીયા! જો પારસી લોક એ લોકને અહીં મુંબઇમાં વાસણ ઉજારવા લાવતે નહી, તો ડુબરાઓ તોંહ નવસારીમાં પીઠે ઘુંઘરા બાંધીને હાથમાં કોઘારો લઇને પોસ્ટનો ડેલો ખન ખન ખન ખન અવાજ કરીને ગામેગામ લઇ જતે કેની!! મરેરે! નસારીના ડુબરાઓને પારસીઓએ મુંબઇ બતાવીને નજર ઉઘારી ને એ બધા ડુબરાઓ ઓંહ મુંબઇ ધસરઇ આયા ને તેથી ગામના પોસ્ટવાલા ઓછા થઇ ગીયા તેથી સરકારને વધારે પગારના માણસો રાખવા પરીયા હોસે ને તેથી બે પઇસાની ટીકીટના ચાર પઇસા કરી નાખયા હોસે!"

"અરે કંઇ નસારીના સ્ટેમપનુંજ વધયું નથી, એ તો આખા હીંદુસ્તાનની ટીકીટપર વધારો કીધો છે!"

"એમ છે!" ડોસાંએ પાછો ચશમો સરખો કરીને કહયું, અને પછી વધારયું "ચાલો તેરે હુંજ પોસ્ટ આબીસમાં જઇને કેર ખબર કાહારી આઉંછ. જે હોસે તે ઓય માલમ પરી જસે."

એમ કહીને ડોસાં તો લાગલા ખસર પસર સપાટ ઘસડીને પોસ્ટ ઓફીસમાં ગયા, અને તયાં સ્ટેમપ વેચનારના ભેજાનું દહી કરી નાખયું!

"બાવવા, નસારીની એક ટીકીટ આપોની મરૂ."

"इकरे काय रेलवेचा स्टेशन नाही के नवसारीचा टीकीट मांगते." તાતીયો છેડાયો !

"અરે પણ તે હુંબી જાણુંછની જે રેલવેલચા ઇસ્ટેશન નાહી આહે તે." આવાં ડોસા બોલ્યા "તુમી અસા ડોચકી ગરમ કરૂન કસાલા વાત કરતે? એ પોસ્ટ આભીસ આહે કની?"

"હોઇ." તાતીયાએ ટુંકમાંજ પટાવયું.

"વારૂ, તે અસા સાંગની! મલા નસારીચા પોસ્ટ આભીસચા ટીકીટ પાહીયે." ડોસાએ મીઝાજ થંડો રાખીને કહ્યું.

"તે અસા મનાવા કેની કે એક આનેચી ટીકીટ આપો!" તાતીયાની સ્ટીમ ગરમજ હતી!

"કાય?" હવે ડોસાંએ ભવાં ચઢાવયાં! "એક આના કસાલા પાહીજે? બે પઇસા તુલા ઠેવાયલા કાય?"

"આમી કાય ચોર આહે? તા૦ ૨૪ એપ્રીલસી સ્ટેમપ ડયુટી જાસતી ઝાલી તે તમને નથી માલમ તો કસાલા ઇથે એઉંન ફીટ ફીટ લાવતે?"

"અરે મરેરે હવે ફીટ ફીટ લાવલા! મોટા જાતલીમનચા કાકા પરલા તે ફીટ ફીટ લાવલા!"

આવાં ડોસાં એમ બોલ્યા કે તાતીયાની સ્ટીમની ડીગરી વધારે વધી ગઇ, અને મોટા મોટા લખોટા જેવા ડોળા કરીને આવાં ડોસાંને જાણે ઓચ ગલી જવા માગતો હોય તેટલો બધો ગુસ્સે થઇ ગયો!!

"સરકારી માનુસ જાલા ને લોક ટીકીટ ગેવાકા આવે તેરે તુમી એમ દમ ભરાવીને વાત કરતે તે તુમાલા કેટલા દહારા નોકરી કરવાકા વીચાર આહે?" ડોસાંએ કહ્યું "ભલા માનુસ, જરા ઠંડા મીજાસસી વાત કર! તુમચી આઇ બાઇ સરખી માહતારી માનસચી સંગતી એવી તુંદઇથી વાત કરેછ તે તુલા માહિત નાહિ કે તુંદઇ ને મગરૂરી કોઇની હે દુનીયાચી

અંદર નહી ચાલેછ તે ! આતાજ નુસપેપરવાલા જમશેદ પાદશાહચી મગરૂરી પર બધા મરઇ પીખઇને હુંદઈ ગીયા તે શું તુમી નાહી જાણતે ?"

"એ બાઇ, આમી કોન જમશેદલાબી નાહી ઓલખતે ને રૂસતુમલાબી નાહી ઓલખતે ! તુમલા એક આનાચી ટીકીટ પાહીજે તે લેઓ એહ ટીકીટ ને ચાલતા હુઆ."

એમ બોલીને ચાર પઈસાવાલી એક લાલ ટીકીટ મુકીને પેલાએ છુટકારાનો દમ ખેંચવા ચાહયું, પણ છુટકારો થાય કયા ગુહલામાંથી ! ડોસી તો હવે ટીકીટના કલરને જોઇને બટબડ કરવા લાગી "મરેરે ! અખખઇ રહયા જીભ-રાયા મહારા નવરોજી પર સુભ સમાચારકા કાગલ લખવા હય ને એનીપર લાલ ટીકીટ ? લાલ રંગ અમાલા તો પસંદ પણ માજા નવરોજીલા પસંદ નાહી."

"લાલ રંગ પસંદ આહે ને નાહી આહે તે સાથી મી કાય કરૂં ? સરકારની જસા રંગ છાપલા તસા મી દેતે !"

"પણ સરકારની દોન પઇસેચા ચાર પઇસા કેલા, તો ચાર પઈસાકી ટીકીટચા રંગબી કસા સાથી નાહી બદલ કેલા ? લાલ રંગચા બદલે મહારા નવરોજીને ગમેછ તેવા લીલા રંગ કાંય નાહી કેલા ?"

તાતીયાએ જોયું કે ડોસી સહવારથી સ્હાંજ સુધી "લીલા કાય નાહી કેલા ? ને પીલા કાય નાહી કેલા ?" કરીને માથુ ખાઇ જશે, નકામું તેના ભેજાનું મીજાગરૂં ખસી જશે, તેથી સ્ટેમપ બોક્ષને કળ દઇને ઝપાટાબંધ ઉઠીને તયાંથી નહાસી ગયો !



# ૩૭

## ઘરવાલાનું એક ઘર, વગર ઘરનાના હજાર ઘર !!

તેહમુરસ તુરીયાંને મસતકમાં એવીજ ધુન સમાઇ ગઇ કે પઇસાવાળા એકાદ બે ઘરના માલેક છે તેઓ તો તેટલીજ મીલકત ધરાવે છે ! પોતાના જેવા કરકબંગાલીઓ જેઓ ઘરબાર વગરના છે, કુલ્લે મીલકતની જમીન અને ઘરના માલેક છે ! એવી ધુન મગજમાં ફરતા ફરતા તુરીયાનુ નલીયું ખસી ગયું, ભેજું ઘસી ગયું, અને તેણે હાલતમાં નીચલું વીલ બનાવી નાંખયું:—

"હું તેમુરસ તુરીયું જે રોજ બહેરામ ઇઝદ માહે દય દાદાર હોર-અને રવીવાર અમસાસપંદને દહાડે જનમેલો તે તેમુરસ તુરીયું આ થી મારૂં છેલ્લામાં છેલ્લું આ વીલ કરૂં છું, અને આ અગાઉ જે વીલો ભુલચુકમાં ગફલત ઉંઘમાં મેં જો કીધાં હોય તો તે ખોટાં અને બનાવટી સમજવાં, અને આજ રોજે લખેલા આ વીલને ખરા સમજીનેજ જે પ્રમાણે હું વારસો હીસ્સો વહેંચી જાઉં છું તે પ્રમાણે ો કજા રજા બાદ મારા સગાંઓને વહેંચી આપવા સહી."

"મહારી પહેલી બઇરીના દીકરા કાવસ કંટોલાને બીલીમોરાની મારી ાાવાડી અને મુંબઇનું બોરીબંદરનું સ્ટેશન આપી દેવું.

"મહારી બીજી બઇરીની દીકરી નવાજને આ બાપ તરફની તેની રીની યાદમાં મુંબઈની પતથર બેંકની બાહરની ચાર દીવાલ અને તેની ાા રાજાબાઇ ટાવર એમનો એમ આપી દેવો.

"મહારી ત્રીજી બઇરીના પેંગા પણુ બાપની સુજધુજના બેટા દીન-ો મુંબઇનો રાણીનો બગીચો, વડોદરા અને દીલ્લીના સ્ટેશનો, અને ંદખણુ હઇદરાબાદ આપી દેવું અને એ ભણનાર ગણનાર હોવાથી તળાવથી ચીરાબજાર સુધીની તમામ સુખડની દુકાનો સોંપી દેવી.

"મ્હારા ફુઇના દીકરા આદર આંબોસીને ડાકટર થવા ગમેછ તેથી તેને મુંબઇની તમામ ઇસ્પીતાલો આપી દેવી, પણ મ્હારા બીજા દરદી હમદીનોને માટે તેમાંની એકાદ બે ઇસ્પીતાલો ખાસ રીઝરવડ રાખવી, તે ઉપરાંત એને પાના પાસાનો શોખ હોવાથી મ્હાહરબાવરીની પોલીસ ચોકી અને મુંબઇ ને બાહરગામની તમામ તુરંગોબી આપી દેવી.

"મ્હારા ભાઈ દોરાબ મીઠઇવાલાને મુંબઈ ભરૂચ અને ખંબાતામાં જેટલી વાસી કુસી મીઠઇની દુકાનો હોય તે બે હાથે ઉંચકીને સોંપી દેવી.

"મ્હારા કાકાના છોકરા નવલને જરા જરામાં ચાહેની ને તપકીરની તલબ થયા કરેછ તેથી તેને મુંબઈના ઈરાનીઓની દુકાન પરના બધા સમાવર ને પયાલા રકાબી આપી દેવા, અને તમાકુની જેટલી વખારો કરાંચી અને કલકત્તામાં હોય તેટલી એના નામપર ચઢાવવી.

"મુંબઇની સઘલી દારૂની દુકાનો અને નયુસપેપરવાલાના છાપખાનાઓ મેં પોતે રાખી લીધા છે કે જેથી બેહેસ્તમાં નાંક સુકાય તયારે જરાજરા છાંટો પાણી ચલાવીને પછી ગામે ગામ અને શેહેર શેહેરની ખબરો ઇઝીચેરમાં લેટીને વાંચયા કરૂં-તથાસ્તુ ! સહી દસ્તખત પોતે ! લખનાર તેમુલજી તુરીયું !"



## ૩૮

# વીમા કંપનીનું લફરૂં!

વીમા કંપનીનું લફરૂં! વીમા કંપનીનું લફરૂં એટલે વીમા કંપની સાથે વહેંચી લીધું એમ નીં સહમજતા! પણ એ લફરૂં તે એવી કંપનીઓના ડલાક નોકરો હોય છે જે જુ જેમ માથામાં ચીટકી બેસે તેમ જુની માફક મહારો પીછો પકડે છે! અલબત પેટ તો સઉને હોય છે પણ પેટને માટે દંતર બુસબુધવારનાંબી વાંસમાંધા જણાય તેવા લફરાબી મેં જોયા છે અને માંના એકનું વરણન આપું છું:

આદરજી અંદુસ જેવણ પહેલા બંદુસ વેચવાનો ધંધો કરતા હતા વણે બંદુસના ધંધામાં "છોલેલા બોર" ની કમાણી થતી જોઇને ગભરાઇને પાર બંધ કીધો અને નવા વેપાર તરીકે તેવણે એક છાંદાવાલા દોસ્તને પસતમ પસતમ સ્હમજાવીને એક લાઇફ ઇનશયોરનસ કંપની કાઢી! તે ાંદાવાલા દોસ્ત જેનું નામ કાવસ કાંદાવાલા કરીને હતું તે બહુ શરમાલ તો જેથી તેણે મયુચયુઅલ એગ્રીમેનટ કરીને વીમા કંપની અંદુસને ામેજ કાઢવા દીધી!

અંદુસ અને કાંદાની ભાગીદારીની નવી વીમા કંપની નીકલી, અને નું નામ આપવામાં આવયું " ધી અંદુસીયા લાઇફ ઇનશયોરનસ કંપની." ંપનીનું કામ પહેલેથીજ ધમધોકાર ચલાવવાનું હોવાથી નોકરો અને એજ-ટો કામ કરે તે અગાઉ આદરજી અંદુસે પોતેજ કામ કરવા માંડયું.

મહારા ભોગ લાગયા તે અંદુસે પહેલા મહનેજ પકડયો, અને હું જાડો હોવાથી કોઈ મોટો ફુટીયાંવાલો હોઇશ કરીને તે મહારી પુઠે ચાંચડાની માફક ચીટકયો! એક સ્હવારે તે મહારી ઓફીસમાં ફેરાપર ફેરા મારી ગયો, અને તે દહાડે હું મોડો થયલો હોવાથી તે પંદર ધકેલા ખાઈ ગયો! તેણે મહને રસ્તામાં રોકયો અને ઘરે જતી વખતે સપાટામાં લીધો, પણ હું સપાટામાં આફંજ શાનો? મેં તો વીમો ઉતરાવવા સાફ ના કહયું!

મેં ના કહ્યું પણ તે માને શાનો? એક દહાડે આતશબેહેરામ જતી વખતે હું સુખડની દુકાન પર સુખડ લેવા ગયો તેટલાં જોઉં છું તો કોઇ મહારા કાન આગલ ગુન ગુન ગુન ગુન કરે છે! હું સ્હમજ્યો કે રસ્તાપર ખુરસી ટેબલ માંડી બેસનાર કોઇ સુખડવાલો મહને સુખડ ખરીદવા કહેતો હશે જેથી હું ગજવામાં હાથ નાખીને તેને ખટાવવા ગયો અને તેની તરફ ફરીને જોયું તો કોઈજ નહીં પણ અંકુસ જણાયો! "જોઓ, મહારૂ માનો, દસ હજારનો ઉતરાવો, કાલે ઉઠીને કંઇ કસું થયું તો બેઠઠાં દસ હજાર મલસે!"

"તહારા દસ હજારને ચુલામાં નાંખ!" મેં રસ્તામાંજ એક બરાડ પાડી "દસ હજારને લીધે શું તું મહને ચાલવાબી નહી દેશે કે? દસ હજારને–"

પણ હું વધારે બુમ બરાડા મારૂં તેટલાં તો અંકુસ છુ થઇ ગયો! પણ તે કેટલા વખતને માટે? આપણને જુ કરડતી હોય અને તેને દાબી દેવા આપણે ધવડ ખવડ કરીએ તેઠલોજ વખત, કેમજે થોડાજ વખતમાં જેમ જુ પાછી માથામાં સવર વવર થવા માંડે તેમ અંકુસેબી સવરવા માંડયું! હું ત્રામમાં બેઠો અને ઠરીઠામ થઇને ડોકું એમ તેમ ફેરવીને જોઉં છું તો પાછો જણાયો અંકુસ!

હું સ્હમજ્યો કે રસ્તામાં ખખડાવેલો છે તે મુંગો મરશે! પણ શાનો? તેણે તો ચપક દેતીકે ગજવામાંથી ઇનશયુરનસ ટેબલ બુક કાઢી અને મહને હીસાબ કીતાબના આંકડાં સહમજાવવા માંડયા! બોરીબંદર આવવાજ માંડેલુ એટલે મેં ત્રામમાંથી કુદકો મારયો, અને કુરલા જતી ત્રેન પકડી!

મેં છુટકારાનો દમ ખેંચીને ભાયખલે ઉતરી જઇને ફરીથી ત્રામ મારફતે ઘેરે જવાનો મનમાં વીચાર કીધો! અને હજુ તો ત્રેનમાં બરોબર ગોઠવાઉં છ તેટલાં અંકુસ પાછો ભુત જેવો તયાંબી કુદી નીકલ્યો!

હવે તો મેં અંકુસપર મોટા મોટા ડોળા ઘુરકયા! પણ અંકુસ બંદો બીહે શાનો? તેણે ધીરે રહીને મહને સ્હમજાવ્યું "જોઓ તમહે જરા માણુસ

છેઓ તે એમ ત્રામમાંથી ભુસકો નહી મારીએ, એમ ભુસકો જો મારશો ને ઓદો ના કરે ભુસકાની સાથેજ આરીઆ થઇને ખાપરી જશો તો પછી વીમોબી ઉતરાવેલો નહી એટલે કંઈજ નહીં મલસે! તેનાં કરતાં મહારૂં માનો તો દસ હજારનો ઉતરાવો! દસ હજારનો નહી તો સાત હજારનો ઉતરાવો! મહારૂં માનો—"

"અરે માનં કોણને? હરમાનને!" મે દાંત કચકચાવીને બરાડ પાડી "મી૦ બંદુસ, આઈ મીન, મી૦ અંદુસ! જો તમહે હવે મહારો પીછો નહીં મુકશો તો હું કેઠડેથીબી એક બંદુક લાવીને તમુને મારીને પછી હું પોતેબી મરી જઈશ."

"મહારો તો વીમો ઉંતરાવેલો છે." નફ્ફટ અંદુસ ઠંડે કલેજે બોલ્યો "તમહારો તો વીમોબી નથી! બંદુક મારવાની અગઉ મહુજે વીમો તો ઉતરાવી લેઓ."

ત્રેનમાં જેમ તેમ કરીને પીછો છોડવયો તો રેસતોરામાં અંદુસ પાછો મલ્યો! હવે કેમ કરૂં? વીમાની માનુ પેટ બળે! આ તો વીમા અને પાગલ અંદુસની સુજમાં હું પાગલ બની જઇશ!

રેસટોરાંમાંબી જરા સ્હમજાવયો, પછી વલી દમ ભરાવયો, અને છેલ્લે બેઝાર થઈને હુંજ આઇસક્રીમ મકરન અરધું છોડીને ઉઠી ગયો! મહારો ઘણો વીચાર હતો કે અંદુસને રેસટોરાંમાંજ એકુ બે સોલતમ ખેંચી દઉં, પણ વલી એ લફરૂં જો કોરટનું લફરૂં કરી દે તો ક્યાં આપદા? તેથી અખાડા કરીને હું ઉઠી ગયો!

રાતના નાટકમાં ગયો તો તયાંબી અંદુસ આવયો! અને વલી મહારી પાસેનીજ ખુરસીપર બેઠેલો!! મહને એક વાતે ગુસ્સોબી આવે, અને એક રીતે શાબાશી આપવાનોબી વીચાર થાય! ગુસ્સો એમ આવતો હતો કે અંદુસ જલાની માફક ચીટકતો અને હું જયાંબી જાઉં તયાં પુઠે પડતો!— જયારે તેને શાબાશી એ માટે આપવા ગમતી હતી કે તેના ધંધામાં તે ઘણો ખીલવટ હતો!!

આખરે અંદુસે એવું કરી મુકયું કે હું કંટલઇને મુંબઇ અંદેરી નહાસી ગયો!! અંદેરીના સ્ટેશનથી ત્રણ માઇલ દુર જઇને ઝુંપડામાં ધકેલા ખાઇ ફાંફાં મારીને બેઝાર થઇને "હવે અંદુસે છોડયોજ હશે" કરીને છેક બે મહીના પછી હું મુંબઇ પાછો ફરયો!

મુંબઈ પાછો ફરીને જોઉં છ તો "મુવો નહીં ને ભુતનો ભુત!" તો જેવો ને તેવોજ મુવેલો!!

મુંબઇ પાછો ફરયો તેજ રાતના હું સુવા જવાની તઈયારીમાં તેટલાં કોઇએ બારણું ઠોકયું, અને હું બારણું ખોલીને જોઉં છ તો એક બીજા માણસ સાથે ભુત જેવો સામો ઉભેલો! "શું છે?" મેં કડકડાવીને બરાડ પાડી.

અંદુસે બરાડના જવાબમાં ઠંડા પાણીના માટલાની માફક કહ્યું "આએ એવણ ડાકટર છે, એવણ તમુને તપાસશે ને હું ત વીમો ઉતારશ."

"મેં એક વખત, બે વખત, દશ વખત, પચાસ વખત, સો હજાર વખત ના કહ્યુંની કે મહારે વીમો ઉતરાવવોજ નથી કરીને બાંગ પાડી.

"તમહે મહારૂં માનો—"

અને તેનું માનવા માટે તે વધારે બોલવા ગયો કે મેં દરવાજો બંધ કીધો અને બીછાનાપર જઇને સુઈ ગયો!

સહવારે ઉઠીને રાંધણીમાં ચા માટે જવા સારૂ મેં બારણું ખોલ અંદુસ ને ડાકટર તયાંજ મુવેલા!! આખી રાત બેઉ જણુ બારણા પછવાડેના બાંકપરજ જાગતા બેસી રહેલા!!—મેં દમા રાંધણી તરફ ચાલી જવાનો અને એ લોક કાંઈબી બોલે તે તરફ નહીંજ આપવાનો વીચાર કરીને રૂબાબમાંજ ધસાડાબંધ ચાલવા માં

મ્હારો એક હાથ ડાકટરે પકડયો અને બીજો હાથ અંદુસે! તે પછી બેઉ હાથે મહને અંદુસે પકડયો અને મેં જેટલા અછાડ પછાડ કરવા માંડયાં છતાં ડાકટરે મ્હારા કપડાં ઉતારવા માંડયાં!!

મેં તે જોઇને ગભરાઇને બુમ પાડી "ડાકટર તેમુરસ, એ તમ્હે સું કરોછ ?"

"તમ્હારો વીમો ઉતારવાનો છે તેથી તમુને હું તપાસવા માગુંછ" ડાકટરે ખુલાસો કીધો.

જે સાંભલીને મેં આખું ઘર ધરૂજી રહે તેવી બરાડ મારી "અરે કોણ એવો તેવો વીમો ઉતરાવા માંગેછ?"

"મી૦ અંદુસની કંપનીનો હું ડોકટર છું. અને મી૦ અંદુસ કહેછ કે તમો પાંચ હજારનો ઉતારવાના છેવ તેથી કરીને-"

"અંદુસનું તો ખીસી ગીયુંછ!" મેં કહયું, "તમ્હે કાંય અંદુસની સુજમાં તમ્હારા વરસ વેચોછ? અંદુસને તો થાણે મુકી આવવાનો છે. તમુનેબી જો એની સાથે જવાનું હોય તો પછી—"

"પણ તમે ઉતરાવવાના છેવ કેની ?" ડાકટર બોલ્યો "મી૦ અંદુસ કહેતા'તા કે પાંચ હજારનો ઉતરાવવાના છેવ તેથી મેં તમ્હારાં કપડાં ઉતારવા-"

"અંદુસને મેં એક લાખ વખત ના કહયું પણ એ પીછો છોડતોજ નથી" મેં બરાડ પાડી, અને મ્હારી બરાડથી બધા ઘર ઝાડુતો ઉતરી પડયાં! ડોકટર તે જમેલો જોઇને મુંગો મુંગો પોબારા ગણી ગયો! અને તે દીવસ પછીથીજ અંદુસેબી મ્હારો પીછો છોડયો!!



## ૩૯

## હું ડાકટર થયો !

મ્હારા ક્યાં ભોગ લાગયા કે હું ડાકટર થયો ! બીજા ડાકટરો ખુબ કમાય છે તે લોકને જોઇને હું બી ડાકટર થયો, પણ ડાકટર થઇ તો ફસી ગયો ! કેમકે નસીબમાં કાણું હતું એટલે માંખ મારવાથીજ વાત

ડાકટર થઇને મેં દવાખાનું પહેલાં હીંદુઓના લત્તામાં ખોલ્યું, હીંદુઓની વસ્તી વધારે એમ જાણીને ધમધમ કમાણી કરવા પાંજરા ગલી આગળ એક લાંબી પહોળી ખોલી ભાડે લઇને તે કોઠરીમાં ખુરસી ને દવાદારૂની અભરાઈ ગોઠવી દીધી અને દવાખાનાની પ કરતાંબી વધારે લાંબુ એક ભપકાદાર પાટીયું બાહર માર્યું ! વળી, રીલી દવાનો ખાસ સ્પેશયાલીસ્ટ હું કરીને એક બાટલીમાં સાંપ અને દવાની બાટલીમાં મેં દેડકો મુકી દીધો અને બધાંને છકક કરી દેવાનો કીધો ! હું શું જાણું જે સાંપ ને દેડકો કામ લાગવાને બદલે ઉલટા ભારી પડી જશે !

પહેલેજ દહાડે એક હીંદુ ડોસી નવ દશ વરસના છોકરાને આવી અને મેં માન અકરામથી તેમણે બેસાડીને ખબર અંતર પુછી તો ડોસી પેલા છોકરા માટે કાંઈ બોલવા જાય તેટલાંજ તે છોકરો ઉઠયો "એ મોટી મા, હેંડો ! આ ડાજતર તો મડંસની દવા આ આ બાટલામહી સરપ અને દેડકું મારી મેલ્યું છે !"

તે સાંભળીને 'હાય ! હાય !' કરીને ડોસી છોકરાનું પાંખડું નીચે ઉતરી ગઇ અને વળી દવાખાનાની બાહર ઉભી રહીને બડબડવા ડોસીને બડબડતી જોઇને એક ભટ આવયો જોગું "શું છે ?" કરીને તો ડોસીએ મરી મરચું ભભડાવીને ખુલાસો કીધો, અને ભટ દવાખ અધવચે આવીને દુરથી બાટલીમાંના સાંપ ને દેડકાને જોઇને બોલ્યો:

"હે શીવ શીવ શીવ ! આ ટાજતરે તો અભડાવવાનું કીધું છે, મહારા તો શીરો પુરી બાહર નેકલે છે !" અને ખરેખરજ તે તો દવાખાનામાં ઉલટી કરવા લાગ્યો !

તે લોક ગયા પછી કોઇજ નહીં આવયું ! અને ઘણા દીવસ સુધી માંખ મારીને પછી હું મુસલમાનોના લત્તાપર ગયો અને તયાં એક ઓટલાપર દવાખાનું ખોલ્યું.

પહેલેજ દાહાડે એક મોગલ આવયો, મેં મોગલને પુછ્યું "આગા, કયા હુય ?"

"બુખાર આતા હુય, અઓર જુલલાબ હોતા હુય !"

"અરે તાહરી ! બોખારની સાથે જોલાબ ? જોલાબ નહીં આવે તો બોખાર આવે એમ જાણીને હું એપસમ સોલટમાંજ પતાવવાનો હતો, પણ આને તો નવાઇ જેવી વાત કીધી ! વારૂ કાંઇ નહીં કરીને મેં મહને પોતાને દીલાસો આપીને આગાને પુછ્યું "આગા, જુલાબ કીતના આયા ?"

"પાચચીસ જુલાબ હુઆ" હાંફતો હાંફતો આગો બોલ્યો.

બાપરે ! પચીસ જોલાબ ? એ તો મોગલ મુવેલો તેથીજ દવાખાનામાં ચાલીનેબી આવયો, નહીં તો બીજો કોઇ હોય તો ખાપરીજ જાય !! મેં પાછું પુછ્યું "કીતના કલાકમે પચચીસ જુલાબ હુઆ ?"

"દુ કલાકમે."

બાપરે આગો જબરી છાતીવાલો ! મહારા જેવો હોય તો એક દગલુંબી ચાલી નહીં શકે ! વારૂ, પછી મેં આગાને પુછ્યું "તુમ કયા ખાયા કે પચીસ જુલાબ આયા ?"

"કુચછ નેહી ખાયા. એક દુ કેલીનગર ખાયા, ચાર આનાકા દેહી ખાયા, એક દુ આનેકા ચણા ખાયા, અઓર ઠેંડા પાણીસે ખુબ નાહયા !"

મોગલ બોલતો જાય તેમ તેમ મ્હારી છાતીના પાતીયાં બેસતાં એ દવાખાનામાં રએ છુઓ કરે ! ! કેમજે બે કલીંગરપર ચાર આના ખાઇને પછી ચણા ખાઇને ઠંડા પાણીએ નાહે તે માણસ ખાપરી ન તો શું થાયે ?

મેં મગોલને કહયું "અગર તુમકો આપઘાત કરનેકા હોતા તે ગુપચુપ કુવા નહીં તો દરીયામેં કાયકુ નહીં ગીરા ? કલીંગર અઓર ઉપર ચણા ખાના ને પછી ઠંડા પાણીસે નાહના અતો બોત જુલમકા ઘાત હુઆ !"

"આપઘાત ? આપઘાત કીયા ?" મોગલે જેમ તેમ ભવાં ચઢાવીને

મેં જોયું કે મગોલને આપઘાતનો મીનીંગ સ્હમજાવવાનું અખા જોઇએ કેમજે તે ઠંડી અને બોખારથી ભરેલો હતો ! મેં દવા દે આપી અને દયા ખાઇને કમપાઉનડરને સાથે મોકલ્યો !

કમપાઉનડર ગયો ને અરધે કલાકે તે દોડતો દોડતો આવીને મહને લાગયો "સાબ ! દોવાખોના બોન કરો અઓર ચલો આપુન ભાગ એ મોગલ ઇદરસે આપના ઘેરકુ ગોયા કે ઉદરજ સબ ચાર દો ભખત પી ગોયા અઓર પાંચ મીનીટકા આંદેર મેર ગોયા ! સગાવાહલા આમકુ ઓર તુમકુ દોનોકુ માર દાલનાકુ આનાવાલા આ

તે મોહકાણના સમાચાર જાણીને લાગલું દવાખાનું બંધ કરીને ઉંડરને લઇને હું તેજ વખતે નહાઠો ! !

પાંચ સાત દહાડા પછી એક બીજા ગોવાનીસ સાથે કમપાઉંડરને ગુપચુપ બધી દવાની બાટલીઓ ફરનીચર વગયરા ઉંચકાવી મંગ અને તે પછી પારસીઓના મોહલ્લામાં દવાખાનું ખોલ્યું.

જયાં મેં દવાખાનું ખોલ્યું હતું તયાં બીજા ડાકટરોના દવાખા અને હું જયારે તેઓના દવાખાનામાં દરદીઓની હારની હાર જતી

ને મ્હારે તયાં કોઇ મુવું મુરદ્દુંબી નહીં આવતું તયારે કીસમતને એક ટપલો મારીને અફ્સોસનો, આઇસક્રીમની એક પલેટ જેવો ઠંડો, નીસાસો નાંખીને બેસતો !!

રોજ સહવારે દવાખાનું ખોલું અને સ્હાંજ સુધી બેસીને ઢગલાબંધ માંખ મારૂ તોબી એક રૂથોં ખુંથોં એટલે જાણે કે પેલા મોગલની માફક અથા તથા થઈને આવી રહેલો ધ્રાકબી ઝાંકીને જોય નહીં ! જે જેઇ જોઇને રોજ મ્હારૂં સવાશેર લોહી ને બશેર દીલપરનું માંસ સુકાવા લાગયું, અને દવાખાનું ખોલ્યા પછીને બીજે મહીને હું કાંટાપર તોલાયો તો એક મણ ને અઠાવીસ રતલ ઘટીને બધો સુકઇ સોહરઇ ગયલો !!

બીજે મહીનો પુરો થયા પછીને એક દહાડે એક બાઇ એક ડોસી સાથે આવી જે ઘણી ફેશનેબલ લાગતી હતી ! હાથમાંની છત્રી મહારીજ ટેબલપર મુકી દઇને છેલ્લામાં છેલ્લા દમ લેતી હોય તેમ જોશમાં કાંસ કુંસ કરીને તે બોલી "ડાકટર, જેવનીજી, દુશમનની માયને સરદી થઇછ !"

"દુશમનની માયને સરદી થઈછ એટલે શું ?" હું વીચારમાં પડી ગયો ! પણ બીજીજ પળે સોચ વીચાર કાઢી નાંખીને હું તે ફેશનેબલ બાઈની સાથે આવેલી પેલી ડોસીની પાસે દોડયો અને તેનો હાથ મહારા હાથમાં લઇને તેની નાડ તપાસવા લાગયો.

"ઓવાય મરેરે !" ફેશનેબલ બાઇ છછણી પડી "હું સીક છેઉં ને તમહે મહારા મમઇને સાના તપાસવા ગીયા ? મરેરે ! ઓ ! ઓ ! ઓ ! ડોકટર જરા પકડો તો, મહારૂં માથું ફરી આયું !"

ફેશનેબલ બાઇ તો તેમ "ઓ ! ઓ ! ઓ !" કરીને બેસુધ થઇને મહારીજ ખુરસીપર ઢબ દઇને પડી ગઈ, અને તેની પાસે હું તથા પેલી ડોસી દોડી ગયાં.

"બાવવા" ડોસી મહારી તરફ જોઇને બોલી "એતકીનસનનું વાઇટ રોઝ સેનટ છે કે ?"

"કાંય ?" મેં મોટી આતુરતાથી પુછ્યું.

" મહારી અખખઈ રહી એ છોકરી જેરેબી બેસુધ થાયછ કની આવવા, તેરે એને કોલાંવાટરબી નહીં, ને કાંદોબી નહીં, ને તપકીરબી નહીં, પણ ફક્ત એતકીનસનનું વાઇટ રોઝ સુંઘાડીએ કની કે તરત પાછી સુધ્ધીમાં આવે !"

આ તહારો દહારો બરે નહીં તહારો !! આએ તો વલી નવી જાતની બેહોશી ! જે બેહોશી વહાઈટ રોઝના સેંટથી દુર થતી દેખું !

" હુળ વાળી એના નામપર" કરીને કમપાઉનડરને મોકલીને એક વહાઇટ રોઝની બાટલી મંગાવી, અને તે આ નવી જાતની દરદીને સુંઘાડી ! સેનટ નાંક આગલ ધરયું કે જાણે બેસુધ્ધ થયલીજ નહીં હોય તેમ ઘોડા જેવી ટટાર થઇને ઉભી !

તે પછી ધીરે રહીને મેં તેને પુછ્યું " બાનુ, તમુને શું છે ?"

ધીમેથી તે બોલી " મહને બે દાહારા થયા સરકમ થયોછ !"

આએ વલી તેવીજ વીચીત્ર વાત હતી ! સરકમ થયો તેથી ડાકટરને તયાં જવું એ તો મેં મહારા બાપ જનમમાં આજેજ જાણ્યું ! તોબી મેં અખાડા કરીને કહ્યું "સરકમ તો લોકને ઘડી ઘડી થાય ! ધીરજ ધરો, સારૂ થશે."

" તમહે મહને ધીરજ ધરવા કેહોછ કે દવા આપવા માંગોછ ?" ફેશ-નેબલ બાઇ છત્રી હાથમાં લઇને બોલી, અને મેં જોયું કે નકકામું આ પહેલવહેલું દરદી ઘરાકબી છોડી દઈશ તો સદંતર હું મુરખ કહેવાઇશ !

તેથી મેં " હા હું દવા આપુંછ " કરીને કહ્યું, અને એપસમ સોલટનું પાણી બાટલીમાં ભરીને આપયું !

એક આનાના મીઠાના પાણીના બાર આના લઇને મેં વીચાર કીધો કે હું કમાયો કે મેં ખોટમાં ધંધો કીધો ? કેમજે એટકીનસનનું વહાઇટ રોઝ લગભગ પા બાટલી તો ખલાસ થયલું ! ફેશનેબલ બાઇએ સુંઘવા પછી તે

થોડુંક પોતાના રૂમાલપરથી રેડી લીધેલું !–કમાયો કે ખોટ કીધી તે વાત મેં છોડી દીધી, કેમ જે પહેલા ઘરાકમાં કમાયા ને નહીં કમાયા એ બધું સરખુંજ હતું ! !

દવા આપીને હું તો જાણું જે ચાલ પીડા પટી ! પણ નહીં, થોડેવારે ફેશનેબલ બાઈ લહેકા કરીને લાડે લાડે ચાલીને અને પેલી ડોસી દરીયામાં ડોલા ખાતા મછવાની માફક હીલી હીલીને દવાખાનામાં આવી !–હું ગભરાયો કે રખે પેલી પાછી બેસુધ થવા આવી હોય !

પણ પાક પરવરદેગારના શુકરાના કે તેમ નહીં હતું ! ડોસીએ ધીરે રહીને મહને પુછયું “બાવવા, સરકમપર ચાવલ ખવાય કે ?”

“હાજી, કંઇ નહીં, એવણ થોડા ચાવલ ખાસે તો વાંધો નથી.” મેં કહયું.

પછી ડોસીએ પાછું પુછયું “બાવવા, જરા જરા મચછી લે તો ચાલે કેની ?”

“કંઈ નહીંરે માય, મચછીબી થોડી ખાસે તો કંઇજ વાંધો નથી.” મેં કહયું.

ડોસી પાછી જવાન બાઇ પાસે ગઇ અને જવાન બાઇએ ડોસીના કાનમાં કાંઇ કહયું એટલે ડોસી પાછી મહારી તરફ આવીને પુછવા લાગી “બાવવા, જરા રાઇનું આંથરૂ ખવાય કે ? એવણને મરૂ રાઇનું આંથરૂજ ઘણું ગમેછ.”

“હાજી, તેબી જરા ખાસે તો વાંધો નથી.” મેં જોયું કે એ બુધવારનો વાંધો કયારે પટે તો સારૂ તેથી બધામાં વાંધો નથી એમ કહીને ટુંકમાં પટાવયું !

વલી એક મીનીટે ડોસી પાછી આવીને પુછવા પડી “બાવવા, મરૂં મરૂં, જરા ખીમો ને કવાબ ખાયે તો ચાલે કની?”

“હા ચાલે ! તેમાંબી વાંધો નથી !”

"વાંધો નથી કની ? હું મકુંજે ચીકાસથી સરકમ વધી બધી જાય તેથી મકુંજે પુછતી'તી. વાંધો નથી કની ?"

"હા, હા, વાંધો નથી!" હવે મેં સહેજ ગરમ થઇને કહયું, અને મેં પછી મનમાં બબડી લીધું "ખીમાનો વાંધો નથી, પણ તમહારાં બેઉનાં બેજાનો તો વાંધો છે !"

નખખોદ ગીયા બાર આનાની દવામાં બારસો સવાલ પુછીને મહારા બેજાનું દહી કરતા હતાં !

હું જાણું જે ડોસી પટી હશે, પણ નહીં ! થોડે વારે પાછી ફરી "બાવવા ! પનીર ખવાયે કે ?"

મેં હવે લખોટા જેવા ડોળા કરીને ધુરકતા બુમ પાડી "પનીર ખવાય, મલઇ ખવાય, ગોર ખવાય, ઘી ખવાય, ધુર ખવાય, ધેફર ખવાય, પતથર ખવાય, પાહનકા ખવાય, બધું ખવાય, હવે ખોદાયને વાસ્તે જાઓ અહીંથી."

"બાવવા, જરા ધીરા થાઓ ! એમ તપી જઈને ધંધો કરસો તો પછી ધંધો નહીં ચાલસે." ડોસી વલી શીખામણ દેવા લાગી !

"ધંધો નહીં ચાલસે તો ધુળ વાળી ! પણ બેજું તો સલામત રહેસે !" મેં તેટલીજ ગરમ સ્ટીમથી કહયું, અને ડોસી ગઇ !

હવે તો મેં નકકીજ માનયું કે ડોસી ચાલી ગયલી હોવીજ જોઇએ, પણ નહી ! થોડેવારે તે પાછી આવી અને બોલી "બાવવા, સરકમ પર સોડા પીવાયે કે ?"

મહને જે ચીડ ચઢી તે ખાનું ખોલીને તેમાંથી બાર આના કાઢી ડોસીના દીલપર ફેંકતા બુમ પાડી "લેઓ આએ તમહારા બાર આના, ને મરો અહીંથી ! બાર આનાની દવા લીધી તેમાં બારસો ને બાવન તો સવાલ પુછયા ! તમહારા જેવા બે ચાર બીજા ધરાક આવે કની તો મહને થોડાજ વખતમાં થાણે જવું પડે ! ચાલો જાઓ અહીંથી." કરીને મેં તો દવાખાનાનો દરવાજોજ બંધ કીધો !

. દીવસથી દવાખાનાનો દરવાજો જે બંધ કીધો તે આજ સુધી !
ં વીચાર કીધો કે મુંબઈના કોઇબી લત્તા પર મહારૂં કાંઇજ વલ્યુ.
। હવે કેઠકે મહારી જગાજ નથી ! તેથી ગુપચુપ દુમ દબાવીને ઘરમાં
છું, ને બાવાના કુટીયાપર ચમન ઉડાવું છું !



# ૪૦

## એક વીચીત્ર ઝાડ !

હારી બઇરીની ફુઇનો છોકરો એટલે મહારી ફુઆણ સાસુનો ફલઇ
ાથે સાનતા ફુરૂસના અમારા બંગલા "નાનુ વીલા" માં થોડાક
ારમીની મોસમ ગુજારવા આવયો ! ફલઈ ઘણો ચાલાક છોકરો છે,
ભ ઘણી ચાલે છે, અને તે એમ સહમજે છે કે તેના જેવો અકકલ-
ીજો કોઇજ આ દુનીયામાં નથી !! તે નાનુ વીલામાં ગરમીની મોસમ
ને મસે એક બીજા કામસર ઘણું કરીને આવયો હતો, તે કામ એજ
"ફલઈની માશુક" કોઇ સાનતાકુરૂસમાં ઉગી નીકલી હતી ! હું ને
બઇરી તે વાતને જાણુતા હતા પણ નહી જાણુતા હોઇએ તેમ અખાડા
ા હતાં કેમ જે "આવશે વહુ તયારે જોશે સઉ" લગન થશે તયારે
ઉ દાબીને બે પાતરાં સફાચટ કરશું !! બીજું શું ?

ઇ આ વખત આવયો અને એક નવું ધતીંગ સાથે લાવયો ! તે
તરફ આવવા નીકલ્યો તેજ દહાડે કોલાબાના સ્ટેશનપર તેને કોઇ
લ્યો જે નવી જાતનું વીચીત્ર એક ઝાડ ખાસ ચીનથી લાવયો હતો !
ચીનાએ સહમજાવેલું કે તે ઝાડ તેના (ચીનાના) બપાવાના બપાવાએ

રોપેલું અને તે એટલું તો વધમાં કમતી હતું કે વીસ વરસે ફક્ટ અરધો ઇંચ ઉગતું હતું!! અને સો વરસે એક વખત ફુલ આપતું હતું!!! તેના (ચીનાના) બપાવાના વખતમાં એટલે ૧૮૨૫ ના સાલમાં તે ઝાડે ફુલ આપયું હતું અને હવે ૧૯૨૫ ના સાલમાં બીજી વખત તે પર ફુલ ઉગનાર હતું !!"

ચીનાએ તેમ સહમનવીને ફ્લઇને તે વીચીત્ર ઝાડ પોતાની ગરીબાઇને લીધેજ રૂપીઆ પચાસની નજીવી કીમતે વેચતો હતો એમ કહેલું ! ના હા કરતા, ખેંચતાણ ચલાવતા, ફ્લઇએ ઝાડ રૂપીઆ પચીસમાં ખરીદયું હતું. અને વીસ વરસે અરધો ઇંચ ઉગતું અને એકસો વરસે ફુલ આપતું તે વીંચીત્ર ઝાડ અમારે વાસ્તે તે ખાસ ભેટ તરીકે લાવયો હતો !

અકકલમંદ ફ્લઇ ખુબ ઉફણાઇ જતો હતો કે તે ગરજવંતા ગરીબ ચીનાને ફસાવીને આવું એક કીમતી ઝાડ રૂપીઆ પચીસમાં લાવી શકયો હતો !! જયારે મહારી બઈરી જે ઝાડ પાનની વીદયામાં જરા ભેજું ધરાવે છે તે મનમાં બડબડવા લાગી "ફરામે સદંતર પોતાના વેચેલાં લાગેછ !"

જે હોય તે ! પણ મેં અને ફરામે મલીને તે વીચીત્ર ઝાડ અમારા "નાનુ વીલા" ની દક્ષીણ તરફની દીવાલ સાથ અઠડાવીને રોપયું, અને બે દીવસ પછી મેં ફ્લઇનું ધયાન ખેંચયું કે સો વરસે અરધો ઇંચ વધનારૂં તેનું ઝાડ ફક્ટ બેજ દીવસમાં લગભગ ત્રણ સાડા ત્રણ ફુટ વધી ગયું હતું!! ફ્લઇને જરા અકડવકડ તો થઇ, પણ તેણે ફેરવી તોલયું "એ તો તહારી સાનતાકુરૂસની જમીન ઘણી ફલદરૂપ તેને લીધે એ એમ વધી ગીયું ! પણ હવે પછી તે એવી રીતે નહી વધશે."

તે પછીને દીવસે એકાએક અમને બધાને માથેરાન જવાનું થયું અને માથેરાનમાં અમે એક મહીનો હવા ફેર માટે એક સગાને તયાં રહયાં.

માથેરાનથી જયારે પાછા ફરયાં તયારે ફ્લઇનો બધો જીવ પોતાના પેલા વીસ વરસે અરધો ઇંચ ઉગતા વીચીત્ર ઝાડમાં ભરાયેલો એટલે તે અમને ચાલવા માટે ઉતાવલ કરવા કહેતો અને જતાને વાર પહેલા તે ઝાડને

જોવાની મરજી રાખતો પોતેબી ખુબ જોરથી ચાલવા લાગયો! તે રસ્તામાં બોલ્યો "રખે માલીએ મહારા તે પચીસ રૂપીઆના ઝાડને બરોબર પાણી નહીં આપયું હોય ને તે મરી ગીયું હોય!"—મેં ફ્લઇને સધીયારો આપયો કે માલી સારો હતો અને તેણે તદનજ તેના સંબંધમાં બેફીકર રહેલું.

અમે બંગલાપર પહોંચીને ફ્લઇની બહોંસને લીધે પહેલા તે ઝાડને જોયું તો તે માલીની બેદરકારીથી મરી તો નહીં ગયલું, પણ વીસ વરસે અરધો ઇચ ઉગવાને બદલે એકજ મહીનાના બસો પાંચસો ઇચ ઉગી નીકળેલું!!!

તેનું થડ મહારા પગની જાંગ જેટલું જાડુ થયલું! અને તેની ડાળી ડાંખલીઓ ઘરની ચારો તરફ ફેલાઇ ગયલી! ઘરનો દક્ષીણ ભાગ અને દક્ષીણ તરફનું છાપરૂં ને બારી બારણા તો તે વેલાથી સદંતર ઢંકાઇજ ગયલાં!

મેં મોટેથી બુમ પાડી "ફ્લઇ! એ આએ શું મોંહકાણ ઉંચકી લાયો! નખખોદગીયા ચીનાએ તુને બનાવયો! વીસ વરસે અરધો ઇચ વધવાને બદલે આએ તો વીસ મીનીટે અરધો ઇચ વધેલું લાગેછ! ને આએ બધા એના જંગલી ફુલ જોયાં કે? ૧૯૨૫ માં ફુલ ઉગવાના હતા તે તો આજથીજ બધા એટલા બધાં ઉગી નીકલ્યાછ કે ૧૯૨૫ નું વરસ આવતા તો આખું સાનતાકરૂસ એના ફુલથી ભરાઇ જશે ને મહને ને તુને ચાલવાની જગાબી નહીં મલશે!"

"એ ચીનો મહારે હાથે બની ગયો!" ચાટ પડેલા ફ્લીએ ફેરવી તોલ્યું "નખખોદગીયો આવી સારી રીતે ફેલાવો ધરાવનારૂં ઝાડ ફકટ પચીસ રૂપીઆમાં વેચી ગીયો તેમાંજ મહને તો એ ચીનાના બુધવારનાં વાંધા દેખાયછ"

"અરે બુધવારનાં વાંધા તો તહારા પોતાનાજ દેખાયછ!" મહારી બઈરી છેડાઇ "આદમજી ગીયા ને ગધેરો વસાવી આયા! તેમ ઉખરા જેવાને કંઇ આવડ નહીં ને વેપલો કીધો! ચીનાએ તુને બનાવીને જંગલી વેલો આપયો ને ચાર આનાનું ઝાડ તું પચીસ રૂપીઆમાં લઈ આયો તે તહારા પોતાના બુધવારના વાંધા નહીં તો કોણના? બોલની?"

મેં મ્હારી બઇરીના બોલવાને ટેકો આપયો "હા મેંબી આજ સુધીની મ્હારી આએ છત્રીસ વરસની ઉમરમાં વીસ વરસે અરધો ઇંચ ઉગતો વેલો તો કદી સાંભળેલો નહીં! ફ્લઇ તું ચીનાને બનાવતા પોતે બની ગયો!"

અને ફ્લઇએબી બોચી ખજવાલી અને એક મોટો કુહાડો લઇને પેલો જંગલી વેલો ચપાચપ કાપીને બાહર ફેંકી દીધો!



# ૪૧

## બાપની શીખામણ અગાસી સુધી!

અરદેશર ખરીયામુંડી ચીચોરાવાલા હતા, પણ ચીચોરાવાલાઓને ઘર જેમ બાજે વખત પઇસા હોય છે અને બચ્ચાં નથી હોતાં તેમ અરદેશરનો છોકરો તો એક હતો પણ તે "નહીં મામાના કાણા મામા" જેવો! અરદેશરને ખુબ બળાપો થતો હતો કે ખોદાયજીએ એક છોકરો આપયો તેબી અકકલનો દોઢ ચતુર!

આખરે અરદેશર એક દીવસે સખત બીમાર પડી ગયો અને તેણે જોયું કે બે ચાર દીવસ પછી ખોદાયજીને ઘેરનું તેડું આવશે તેથી પોતાના તે ધન ધન ચોરી જેવા ઉજમારા છોકરાને બીછાના આગલ બોલાવયો. તેને બેસાડયો અને તેને મરતી વખતે શીખામણના બે બોલ કહયા! થોડુંક પીજણ કીધા પછી તેણે કહયું "દીકરા ખસરૂ, તેં તો મારી આખી જીંદગી દરમ્યાન મોંઢામાં ખાસરૂંજ આપયું છ! પણ હવે હું મરતી વખતે આએ તુને સુનેરી શીખામણ દઇ જાઉં છ તે પર અમલ કરજે!"

"બોલો બાવાજી, હું તમહારા બોલ પાલસ."

તે સાંભલીને અરદેશરે ધીમે ધીમે કહ્યું "દીકરા, તહારેથી મોટા માણસને ઉંચે દરજજે બેસાડજે.— બીજી શીખામણ એકે સદા નીભે તેવા સાદા જાડા કપડાં પહેરજે.—ત્રીજું તો એ કે મીઠી ચીઝ બોલજે!" એટલી ત્રણ શીખામણ આપીને અરદેશર બાવાએ તો ડોકી જુમાવી દીધી, ત્રણ ચાર આંચકી ખાધી, ને પછી ગરોથમાન બેહેસત તરફ ચાલુ મુકયું!

અરદેશરના ગુજરવા પછી તેવણનો એક બુઝોરગ દોસ્ત ખશરૂને મલવા અને દીલાસો દેવા આવયો! ખશરૂએ તેને બારીએથી જોયો કે માણસોને તુરતજ હુકમ આપયો કે "પેલો મહારેથી મોટો બુઢો માણસ ઉપર આવે કે તેને ઉપરની છેક ઉંચી અગાસીપર લઈ જઇને તયાં અગાસીની પાળપર તેને બેસાડજો, ના કહે તો ધરી પકડીને બેસાડી રાખજો, હું તેને મલવા હમણાં આઉંછ." આ રીતે ખશરૂએ પોતાના મરહુમ પીદરની પહેલી શીખામણ પોતે અમલમાં મુકવાની કોશેશ કીધી છે એમ ધારીને મનમાં ખુશાલી વસાવી!

પેલી તરફ નોકરો તો ફરમાવેલા બંદા! તે લોકો પેલા ઝઈફ માણસને પકડી ધરીને ઘરની છેક ઉપરની અગાસી પર લઈ ગયા અને વલી અગાસીની પાળપર તેને બેસાડયો! પેલાએ બુમ બરાડા પાડીને કહયું કે તે પડી જશે! તો નોકરોએ તેને પડશે નહીં તે માટેનો સધયારો આપયો!!

એવી રીતે નોકરો પેલા બુઢાને છેક ઉંચી જગયા પર બેસાડીને પકડી રાખીને ઉભા રહયા, કે નીચેના ઓરડામાં ખશરૂ પોણા પાગલે પોતાના મરહુમ બાપની બીજી શીખામણ અમલમાં મુકવા માંડી!!

સાદા અને જાડા કપડાં તો કોઇ તરત ને ભરત નહીં મલ્યાં તે ભાઇએ જમીનપર પાંથરેલો જાડામાં જાડો ગાલીચો દીલપર નાંખી લીધો!!

એ રીતે મરહુમ પીદરની બે શીખામણ તો દીકરાજીએ માની! હવે રહી ત્રીજી શીખામણ, તે પેલા બુઢાની પાસે જાય તો પુરી થાય કેની? તેથી ખશરૂ ગાલીચો ઓઢીને અગાસીપર પેલા બુઢાને જયાં ધરી પકડીને જોર જુલમથી બેસાડેલો તયાં ગયો!!

બુઢાએ ખશરૂને જોઇને નોકરોની ઝબરદસ્તીની ફરીયાદ પહેલા કરવ બદલે તે પોતે શા કામ માટે આવયો હતો તે કામ બજાવવાનું શરૂ કર યાને ખશરૂને દીલાસો આપતાં કહ્યું "ભઇ ખશરૂ, તમહારા બાવા ગુજ ગીયા તેથી તમહે કાંઇ ગમ ફીકર ના કરતા."

યહાં ડોસાનો દમ બોલતા બોલતા ભરાઈ આવયો જેથી થોભયે ખશરૂએ ડોસાના બોલવાના જવાબમાં મરહુમ પીદરની "મીઠા સ બોલવાની" ત્રીજી શીખામણ અમલમાં મુકતાં જોરથી કહ્યું "સાકર!"

તે સાંભલીને ડોસાના ડોળા જરા આસમાનસે ચઢી ગયા, પણ કાં ભુલ થઇ હશે જાણીને ફરીથી દીલાસો આપવા માંડયો "અએ મહા મેહેરબાન દોસ્તના દીકરા, આ દુનીયામાં બધાં મરવા સારૂજ આવેલાં માટે કાંઈ ગમ ના કર"

ખશરૂએ તુરતજ જવાબમાં મોટેથી કહ્યું "મધ!"

ફરીથી ડોસાના ચેહેરામાં તે સાંભલીને ફેરફાર તો થયો, પણ તો ફરીથી ધીરજ રાખીને દીલાસો લંબાવયો "ગમ ન કર, બચચા આ દુનીર એક મુસાફરખાનું છે! એમાં અબન્તે આવયાં અને અબન્તે ગયાં."

ખશરૂએ તુરતજ મોટેથી બુમપાડી "ગોર! ખાન! બદામી હલવો બાસુદી દુધપાક! પુરનપોલી! લાડુ શાક!"

બુઢો હવે સહમજી ગયો કે ખશરૂનું નલીયું ખસી ગયું છે! તેથી એક ઝટાક મારીને પેલા ગાફેલ જેવા ઉભેલા નોકરોને આંચકાથી ખસેડી નીચે કુદયો અને ખશરૂના માથાપર હાથ મુકીને બોલ્યો "દીકરા ખશરૂ અફસોસ, બાપના મોતના ગમમાં તહારાં ભેજાનાં મીજગરાનાં ઇસકોરાંબ ઢીલાં થઇ ગીયાં! સદ હજાર અફસોસ!"

પણ ખશરૂએ પોતે દીવાનો નથી થયો ને બાપની ત્રણ શીખામણ પ્રમાણે ચાલ્યો છે એવી સહમજણ પેલા બુઢાને આપી તયારેજ બુઢે

સહમજી શકયો કે ખશરૂના તો કેઠાં ભેજાંનાં વાંધા હતાં! બાપે કહયું શું ને તેણે કીધું શું ? મરહુમ પોતાની શીખામણોથી શું મતલબ રાખી ગયો હતો તેની વીગતે બુઢાએ જયારે પાગલ ખશરૂને સહમજ આપી તયારથી ખશરૂએ તે શીખામણ માનવાનીજ માંડી વાલી.



# ૪૨

## "Know Thyself."

હું એક શોખીન માણુસ છું, અને કોઈ કોઇવાર મહને વીચીત્ર શોખો થઇ આવે છે! એક દાહાડે મનમાં આવયું કે મોટી મોટી દાઢી રાખું તો કેવો લાગું ? તો મજાહનો લાગુ, પણ દાઢી રાખું કેમ ? બધાં મશકેરી કરીને તુપી નાંખે ! કાવસજી પટેલના પુરી નાંખવામાં આવેલા તલાવ જેટલો પોહલો ને ઉંડો વીચાર કરતાં આખરે થીઓસોફીસ્ટ બની જવાનું પસંદ કીધું ! થીઓ-સોફીસ્ટ બને ને પછી દાઢી રાખે તો કોઇ નામ નહીં રાખે, એવા વીચારથી થીઓસોફીકલ સોસાયટીની બીલડીંગમાં ગયો. દાદરપર ઘણા દાઢીવાલા મલયા, જેઓમાના કેટલાની દાઢી લાંબી હતી, તો કેટલાકોની ટુંકી હતી, અને કેટલાકે વળી ઠુમકી રાખી હતી! બધા મજાહના ખોદા રાખે વાપર વખાતા નાખીએ અને પાંસરાપર આંગલાં મુકીને પાંસરી ગણી શકીએ તેવા "બનામે ઇઝદ" જેવા જાડા જાડા (!) ને ગોરા ગોરા હતા! "માથાપર બોજો પડવાથી જરા સુકઇ સોહરઇ ગયા તો તેમાં થઇ શું ગયું ? પણ કાંઈ શીખશું તો

ખરા !" એવા વીચારથી હું ઓરડામાં દાખલ થયો અને મેં પહેલે ભાજી તરકારીની હીમાયત કરીને પછી સેક્રેટરીને મારો વીચાર જણાવી દીધો ! તે ભલા માણુસે મારૂં નામ લખી લીધું ને મારા હાથમાં એક ચોપડી મુકીને કહ્યું "સધાવી આવો."

બચારાએ પાછા જવાનું કહી સધાવવા કહ્યું એટલે હું ઘરે આવીને ચોપડી ખોલીને જોઉં છું તો પહેલાજ પાનાપર લખેલું "Know Thyself!" હું મારી વગર ઉગેલી દાઢીપર જમણા હાથના પાંચે પાંચ આંગલા મુકીને મોટી ફીકરમાં પડયો કે "નો થાઇસેલ્ફ" માં નવું શું બરયુંછ કે ઉકમઇથી ને મોટા મોટા ફફરડા ભમરડા જેવા ટાઇપમાં છાપયુંછ ? અરે વળી હું પોતે પોતાને નહીં ઓળખું તો મને કોણ ઓળખે ફીકો કાહણ ? જાણે કે હું પોતે મી૦ સોહલી બટકી, પુરવથી પશ્ચીમ તરફ આડો ફાટેલો, બે હાથ-બે પગ-બે કાન-બે આંખ-ને એક નાંખનો માણસ, સવારના ચા નાશતો-બપોરે પેટ ભરીને કોમેસતા-રાત્રે વહીસકી સોડા ચુસવા સાથે જરા થોડું સોજુ-સારૂ પકાવેલું હોય તે હજમ બાશદ કરનાર, માથામાં આંગળી ખોસો તો આંગળીબી નહીં ખુંચે તેવો નેકમાં નેક પાક પરહેઝગાર જરથોસ્તી. બોલો, હવે વળી "નો થાઇસેલફ" વાળાએ નવું શું કહયું ? "અમથો નકામો ભાજી ને વાલ ખાઇને સુકઈ સોરઇને દાઢીવાળા બકરા જેવો બનીને આએ આવું 'ચાઇલડીશ' વાંચવાનું !" કરીને એક દોસત આગળ હું ફફડયો, તો તેણે ડોળા આસમાનપર ચઢાવીને રાજા હરીચંદરના પેલા વીશવામીત્રની માફક કહયું "અરે નાદાન ! નો થાઈસેલફ એટલે કે તું ઇનસાનની ઉતપતીનો ખયાલ કર !"

આજવેર મેં મીણબતી ને અગરબતીનો ખયાલ કીધેલો, પણ આ 'ઉતપતી' નો ખયાલ ખરેખર મને કદીબી નહીં આવેલો ! ઈનસાનની ઉતપતી ? હું પાછો દાઢી ઉગયા વગરની દાઢીપર (હડપચીપર) આંગલા ખુબ જોરમાં દાબી દઇને હવે ઈનસાનની ઉદબતી, અરે નહીરે, ઉતપતી ઉપર ફીકરમાં પડી જઇને કોટના મેદાનમાંના રેંહેંટના કુવા જેટલા ઉંડા વીચારમાં પડયો !

બે હાથમાં માથું જોરમાં દાબી દઈને વીચાર કરતા કરતા વીજળીના એક ચમકારાની માફક મારા ધયાનમાં વાત ઉતરી ગઇ કે માણસની ઉતપતી બાવા આદમથી થઈ. હા, માણસની ઉતપતી બાવા આદમપરથી થઇ અને બાવા આદમની ઉતપતી–ઉતપતી —? હત તારી ! મગજ પાછું ચકભમ થઇ ગયું ! માણસની ઉતપતી તો મેં શોધી, પણ હવે બાવા આદમની ઉતપતી કેમ થઇ તે કોણને પુછવા જાઉં ? ફરીથી પેલાજ દોસતને પકડયો ને સલાહ પુછી તો તેણે વળી પાછી તારા સીતારા તરફ નીગાહ કરીને કહયું " માણસની ઉતપતી ખોદાએ પેદા કીધી." વાહ ! આએ તો તદનજ નવી વાત ! મેં પેલા ફીલસુફને કહયું " અરે ભઈ, એ વાત તો હું જોરીમાં હીંચ ખાતો હતો તયારથી જાણુંછ ! તમે મને ખરેખરૂં કહોની કે માણસને ખોદાએ શામાંથી પેદા કીધાં ?" પેલા વીસમી સદીના વીશવામીત્રે પાછું એક ખગોલવેતાની માફક આકાશ નીહાલીને કહયું "અએ દોસતે મીત્રે અઝીઝે મન, ચેરા નમીં દાની ?" મેં તેનો હાથ પકડી લઇને કાલાવાલા કરતાં કહયું " અરે યાર ચેરાં કોણ કહાડેછ જો ! હું તો તમુને ખરેખર પુછુંછ કે માણસને ખોદાએ શામાંથી પેદા કીધા ?" પેલાએ વાંકા વળીને જમીનપરથી થોડીક ધુળ ઉંચકીને બાંગ પાડી " વળી શામાંથી ? આએ મટોડાંમાંથી ! મટોડાંમાંથી ખોદાએ બાવાઆદમને બનાવયા ને બાવા આદમની પાંસળીમાંથી મમા હવાને બનાવી." એમ બોલીને પેલો પોતે હવા થઇ ગયો ! તે ચાલી ગયો, ને હું પાછો ઉંડા વીચારમાં પડયો ! "મટોડામાંથી માણસ બને તો પછી પાણી પીતી વખતે આપણે કાદવ નહીં થઈ જતા તેનું કારણ શું ?" આ મહાન ભયંકર વીચાર કરતા કરતા હું ઘરે જઈને ખાધાપીધા વગર સુઇ ગયો તો મારી અરધાંગનાએ બહોંસ છદ કરીને પહેલે હસીને ને પછી રડીને મારા અંદેશાનો સંદેશો પહોંચાડવા કહયો, એટલે કે જાણે હાથની ધરતીએ કારણ પુછયું.

"બઇરાંઓની અક્કલ માથાંબાનામાં" એમ સહમજી હું અખાડા કરવા નો હતો, પણ આજ કાલ તો બઈરાંઓ વકીલને બેરીસટર થાય છે તેથી મકુંજે હશે, કરીને ખુલાસો કીધો તો બઇરીએ સહમજાવયું "જોવની, મટોડા

માંથી બાવાઆદમને ખોદાએ બનાવયા, તે પછી તેવણુની પાંસરીમાંથી મમા હવાને બનાવી–" તે સાંભળીને મેં બઇરીને અટકાવીને બુમ પાડી "અરે પણ એ વાત તો પેલા મારા દોસ્તે કીધી તેજ તું મારૂં સાંભળીને પાછું બોલેછ !"

"આગળ સાંભળોની તો!" બઇરીએ કહયું "બેઉ માટીબઇયેરને અક્કલ નહીં હતી, અને શરમ લાજની વાત તો તેઓ જાણુતા હતાજ નહીં ! એક દહાડે નાપાક સેતાને તે લોકને ફરેબમાં ફસાવયા અને અનદુસ ને સપરચંદના ફળો ખવાડીને લાજ શરમમાં નાંખયા !"

"એટલે ? હું સમજયો નહી" મેં મારી બઇરીને કહયું "અનદુસ કોણે ખાધું ? ને સપરચંદ કોણે ખાધું ?"

"કોણે ખાધું ને કોણે નહીં તેની સાથે તમુને શું પંચાત?" મારી મીસીસ છેડાઇ "હોસે ! બાવાઆદમે સપરચંદ ખાધું ને મમા હવાએ અનદુસ ખાધું." પણ તેમ બોલતાની સાથેજ મારી હાથની ધરતીએ ચપક દઇને પોતાની જીભ કહાડી લેતાંજ સુધારયું "અરે નહીં, નહીં, મમા હવાએ સપરચંદ ખાધું ને બાવાઆદમે અનદુસ ખાધું."

"મમાએ સપરચંદ ખાધું કે બાવાએ અનદુસ ખાધું તેમાં એટલી બધી ગભરાયછ શાની ? ને જીભ શાની કહાડેછ !"

"વાત એમ છે" મારી બઈરીએ સમજાવયું "કે સપરચંદના બીજ ખાતાં ગળામાં ખુટે નહીં, ને અનદુસના બીજ લાગ આવે તો અટકીબી બેસે !"

"અરે પણ બીજના અટકવા સાથે માણુસની ઉતપતીને લાગેવળગે શું?" મેં કંટાળી જઇને કહયું "માણુસની ઉતપતીપરથી સપરચંદ ને અનદુસના બીજપર શાની ઉતરી પડી ?"

"વાત એમ છે" પાછો ખુલાસો આગળ ચાલ્યો "કે માટીડાઓના ગળામાં જે હાડકી જેવું જણાય છે તે પેલા અનદુસનું અટકી બેઠેલું બીજ છે,

ને બઇરાંની ઘાંટી જે સાફ સપાટ છે તે એમ કે સપરચંદના ઝીણા ઝીણા બીજ તેમા અટકેલા નહીં તેથી ”

તે સાંભળીને હું પહેલે હાથ પછી પગ, ને પછી માથું ખવડવા, લાગયો ! અને બેઉ હાથે માથું જોરમાં પકડીને પાછો ઉંડો વીચાર કરવા લાગયો કે શું એ વાત ખરી હશે કે માટીડાના ગળાની હાડકીમાં અનદુસનો ઠરીયો અટકેલો છે !

આ બાબતમાં પેલા વીસમીસદીના વીશવામીતરની સલાહ લેવાનું મને વાજબી જણાયું નહીં કેમજે તે શરીર રચનામાં પોતેજ કાંઇ સમજે નહીં તો મને કયાંથી સમજ પાડે ? આખરે મેં થોડે વારે બઇરીને પુછ્યું “ હં ! પછી ?”

“પછી શું ? અનદુસ ખાઇને બનદુસ ઓઢી લીધો !”

“બનદુસ કાંય ઓઢયો ?” મેં પુછ્યું.

“ સેતાનના ફરેબથી ફસીને શરમના ઝાડના ફળ ખાધા જેથી બાવા આદમ ને મમા હવાને અકકલ આવી કે તે લોક નાગા છે, જેથી તયાં પાસેજ અચાનક કુદરતી રીતે આવી પડેલો બનદુસ ઓઢી લીધો !

“ પણ તું હવે ટુંકમાંજ પટાવની કે માણસની ઉતપતી કેમ થઇ ?” મેં મારી બઇરીને સમજાવી.”

તો તેણે ખુલાસો કીધો “ માણસની ઉતપતી મેં કહયું તેમજ થઇ ! મટોડામાંથી બાવા થયા, બાવાની પાંસલીમાંથી મમા થયા, બાવા ને મમાએ શરમના ઝાડના ફળ ખાધાં, તે પછી લાજ શરમ આવી તે બનદુસ ઓઢીને તે બાદ કપડાં બનાવીને પહેરયાં ! આએ એમ ઉતપતી થઇ. ”

“ અરે પણ મટોડામાંથી માણસ થાયછ તો પાણી પીએછ તયારે કાદવ કેમ નથી થતાં ? ” મેં પુછ્યું.

“ તે તો કોણ જાણે બા ! ” બઇરી બોલી.

"કોણ જાણે બા ?" મેં અનયબી સાથે ભવાં ચઢાવીને "તયારે મેં શું ધુળ મુકવા તારી સાથે તયારની માથાકુટખણુ કીધી ? તો જાણું જે તું મને માણુસની ઉતપતી કેમ થઇ તે સમ૦ "Know Thyself" નાં ઉંડાણમાં ઉતરશે ! તું મને—"

પણ મારી બઇરી ઉભી શાની રહે ? તે તો ઝપાટાબંધ તયાંથી ગઇ ! ને તે ગઇ અને હું મોટા ને ઉંડા વીચારમાં પાછો ડુબી ગયો !

વીચારના દરીયામાં ઘણો વખત સુધી ડુબકીઓ મારી, ને પછી જોયું કે તેમાંજ હું ડુબીને પુરો થઇ જવશ એટલે લગભગ જલદીથી બે અરદરાપ ખસી જશે તેથી અખાડા કરી ગયો !

તે દીવસથી હું માનુ છુ. ! હું બહુ મોટા માનથી માનું છું કે થ સોફીસટોના "નો ધાઇસેલ્ફ !" માં કોઇ ઉંડો ભેદ સમાયલો છે, "માણુસને પોતાને ઓળખવું" એ વાત તે કાંઈ દમ સાંસ વગરની વાત નથ



# ૪૩

## હું બટાલીયનમાં જોડાયો !

નવી પારસી બટાલીયન ઉભી થાય છે એમ જાણીને હુંબી એક સ સકાલે ઉઠીને હોંસ ઉમંગે તઇયાર થયો અને મેદાનમાં ગયો ! મને બ ચનમાં જોડાતો જોઇને કેટલાકોએ લાંબો દમ ખેંચયો, કેટલાકો જરા દ કેટલાકો કાંસ્યા, ને કેટલાકો મુછમાં હસ્યા !! તમે પુછશો કે એમ કાંય મારે એકદમ જણાવી દેવું જોઇએ કે તમારો સેવક પુરવેથી પશચીમ આડો ફાટેલો એક બફેણાની બરણી છે !! આવા એક બધેથી ગોલ ગોલ ફુટ પોતાની સાથે જોઇને બેશક કોઇનેબી ઠાંસવું કાંસવુ હસવું આવેજ તો !

જે હસે તેની સાથે કુદરતી રીતે ફુગેલા ગાલો સાથે હુંબી હસું, તયારે ખરીયાની જેલીની માફક મારૂં પેટ હીલે! ને જેઓ ગંભીર હોય તેમને હુંબી ગંભીર બનીને સવાલોપર સવાલો કરૂં. બે ચાર વખતની પ્રથમદરશક પેરેડ પછી હું ગયો હતો તેથી "એટેનશન" શું ને "સ્ટેનડ એટ ઇઝ" શું તેના સવાલ જવાબો મેં કીધા. ડાબા હાથપર એક કરાકરી બીસકોટ જેવા ભાઇ ઉભેલા હતા, જેમને પુછતાં કાંઇ અગરમ બગરમ સમજાવયું તેટલાં નંબર પુકારવામાં આવયા કે મેંબી દમામ અને રૂબાબથીજ સોલજરી સાદે બુમ પાડી "નાઇન." મારી બુમની સાથેજ નંબર ટેનને હું દઇને હસતું આવી ગયું, જેથી તે બોલતો અચકયો અને ભોંય માપતો બચયો!

"રાઈટ ટરન"ની બુમ પડી કે હું જમણી તરફ તો ફરયો, પણ "હીલ" પર ફરતાં પડોશીના "ટો" નો મેં આગળ વધી જઇને કચડઘાણ કાઢી નાંખયો. "રાઉનડ અબાઉટ ટર્ન" નો સાદ સાંભળતાંજ ભમરડાની માફક ફરતાં બેલનસ ગુમાવી દઇ પડતાં પડતાં બચી જઈ જે બેઉ હાથ ફરરરરર દઇને ફેરવયા કેની તે પછવાડે ઉભેલા પારસીની ટોપીજ ગેબ! બોચી ધવડીને એક નરમાનરમ "એકસકયુઝ મી" કરીને તેની ટોપી મેંજ ઉંચકી આપી. ભાઇ ભલો માણુસ હતો તે કાંઇબી બડબડયા વગર કેમ "રાઉનડ અબાઉટ" થવું તેની ધીમે સાદે ઉલટી મને સમજ આપવા લાગયો.

જેમ તેમ કરીને તે પેરેડ તો કીધી, પણ પછી "ફોલોઓન" થવાનો હુકમ થયો, કે મારાં લપપાં લેવાયાં! ઇનસ્ટ્રકટર જો જોય નહી તો અગાઉથીજ અરધો અરધ દોડી જાઉં કરીને વીચાર કીધો પણ તે વીચાર અમલમાં મુકી શકયો નહીં. બધા દોડયા અને હુંબી દોડયો. દોડતો જાઉં ને વીચાર કરતો જાઉં કે પછવાડેથી કોઇ જોતું હશે કે? જો કોઇ જોતું હોય તો જરૂર મારી ઢળક મરઘીની ચાલને એકાદ સીનેમેટોગ્રાફની ફીલમ માટે ઉતારી લે!! આખરે મેદાનમાંના તે એક હજાર બસતે કુસતીઆન સીપાહો પહોંચી ચુકયા કે એકાદ બે મીનીટ પછીજ હું ઠુસુક ઠુસુક બટકની માફક દોડતો પુગી ગીયો!

તેથી વાત એમ છે કે પેરેડ તો મજાહની છે, પણ આ ફાલોઓન મારા જેવા માટે બહુ બુરી છે ! મારા જેવા જાડાઓને જો ખુરસી કે માચીપર બેસાડી ને પરેડ કરાવે તો મુંબઇના તમામ જાડા પારસીઓ બટાલીયનમાં જોડાય.

પરેડ પછી તા૦ ૪ થી જાનેવારીએ પાછા બોલાવયા. પણ હું તા૦ ૪ થીએ જાઉંજ શાનો ? તયાંનો તયાંજ જોલાબ મલી ગયો કે "કેમપીનગે લઇ જશે તયારે તો તમારો ડુચો નીકળી જશે !" અને કાઇ વલી સલાહ આપવા લાગયું કે "પાછલથી ફેલ કરે તેના કરતાં તમે હમણાથીજ અખાડા કરો !"– મંનેબી લાગયું કે મારા જેવા ડફફુસોનું બટાલીયનમાં કામ નથી ! તેથી ફોરમબી નહીં ભરયો, અને મેદાનમાં તે બાદ પગબી નહીં મુકયો ! !

મગર, નહીં ! મારૂં કયાની લોહી રોઝ બરોઝ દરીયાના મોજાની માફક ઉછલી ઉછલીને જોશપર જોશ ખાવા લાગયું ! ! વાહ, બીજા પારસીઓ જયારે બંદુક ફોડે, તો હું શું એક નાની પીસતોલના પીસ્તાંથીબી બાકાત રહી જાઉં ? ઉફ ! રૂસતમ અને સોહરાબના પહેલવાની ખમીરનો થઇનેબી હું શું પછાત પડું ? ઓ, નહીં, નહીં ! મરહુમ પહેલવાનો જાડા હતા તેથીજ તેઓ આગળ વધયા હતા, અને હું શું જાડો હોવા છતાં પાછલ હઠું ? પાછી પાની કરૂં ? અફસોસ ! વીસ હજાર, પચીસ હઝાર અફસોસ ! !

આખરે એક દહાડો મારા ફરેંડ મી૦ અરદેશર ઇરાની ડોકટર મને મલ્યા અને તેવણે એ બાબતપર સલાહ આપી કે "નહીં ! તમે ત્રણ ચાર મહીના સુધી ઘરમાં કસરત કરો, અને પછી જાઓ બટાલીયનમાં જોડાઓ."

ડોકટરની સલાહ મેં મારા માથાપર અને માથાનાં ફેંટાપર ચઢાવીને બીજેજ દીવસથી કસરત કરવાનો ઇરાદો મજબુત કીધો ! કસરત કરવાનું તો નકકી થયું પણ કઇ કસરત કરવી તેની મને સમજ પડી નહીં ! શું કસરત કરવી ? કેવી કરવી ? તેના લાંબા લાંબા શાજબાઇ ટાવર જેટલા ઉંચા વીચારો કીધા, અને જયારે કાંઇજ નહીં ધયાનમાં ઉતરયું તયારે કસરતને લગતી એક ચોપડી ખરીદી ને વાંચવા બેઠો જેમાં નીચે મુજબ લખેલું હતું:

"જો શરીર પાટલું અને ફેફસું પહોળું કરવું હોય તો થાંભલાને સીધા ઉભા રહો–માથું સીધું રાખો–સીસોટી વગાડવા માંગતા હોવ હોઠ લંબાચા બંધ કરો, મોઢેથી નહીં પણ નાંકનાં નસકોરાંથી –અને દમ જાય તયાં સુધી ધમન ફુલાવો, અરે નહી! ધમન ફુલે ત્યાં એક લાંબો દમ ખેંચો! પછી આંખ બંધ કરો–હાથ પોહળા કરો–અને બંધજ રાખીને બંને હાથની મુકકી વાલીને એક બીજાપર એકદમ ! હાથ અફાલીને ખેંચેલો દમ છોડીને–આસતે આસતે આંખ ઉઘાડો પછી જેટલું વાંકુ વલી શકાય તેટલું વાંકા વલો! આ કસરત ખુલ્લી માત્ર લંગોટ બાંધીને કરો તો ફેફસાં પોહોળાં થશે, અને તમે પોતે થશો."

ખુલ્લી હવામાં? લંગોટ બાંધીને? રસતાપર કસરત તો કરાય નહીં! ંગોટ બાંધુ તો અસહકારીમાં ખપું! તેથી ઘરમાં, પણ ખુલ્લે બારી અને લેંઘાના પાયજા ઉંચે ઉપર ચહડાવીને કસરત કરવા માંડી!

ારના છોકરાં બહારગામ ગયલા તે તકનો લાભ લઇને થાંભલો નહી ા બારણાની સામેની ઘોલયાની છત્રીને અઢેલીને ઉભો રહયો! લખતાં ગરદન જરા વાંકી થઇ ગઇ છે તેને જેમ તેમ છત્રી સાથે લગાડીને રાખી–અને હોઠ મજબુત બીડીને લંબાચા કીધા, અને પછી નાંકના ાંમાંથી ફુંફારો જે ખેંચવા માંડયો કેની તે–તેટલાં બીજે માળનો મારો અને દોસત પેસુ પોણાપંદર કાંઇ કામ હશે તે મલવા આવયો! મેં તે વખતે દરકાર નહીં કીધી કેમ જે કસરતમાં ખતરો નાખવાથી કામ બગડી જાય! મેં તો બસ દમ ખેંચીને ફુંફારા પર ફુંફારા માર- ાંડયા! પેસુ મને એકતો નવા અવતારમાં જોઇને વીચારમાં પડી ને વળી પોતાના હાથની કોણી દીવાલને અઢેલીને હડપચીપર પાંચે ાંગળીઓ મુકી દઇને ફાટે ફાટે ડોળે મારી કસરત તરફ ટગર ટગર ાગયો! તે એમ સમજયો કે મારા માથાપર કાંઇ અસર થઇ છે!

તે પછી આંખ બંધ કરીને હાથ પોહળા કરી મુક્કી એકબીજાપર અફાલવાની કસરત આવી ! પેસી મને ટગર ટગર ઉભો રહીને જોતોજ હતો. તેની કાંઇબી દરકાર હજુબી કરયા વગરજ મેં તો બીજી કસરત શરૂ કીધી ! પહેલાં આંખ બંધ કીધી, પછી ધીરે રહીને હાથ પોહળા કીધા, અને પછી મુક્કી વાલીને એકદમ હાથ અફાલ્યા કે તેજ વખતે કોઇએ “ઓ બાપરે ! મરી ગયો રે મહારા બાપ” કરીને બુમાબુમ કરી મુકી !

મેં તે બુમ સાંભલતાંજ આંખ ખોલી નાંખી, અને જોયું તો પેસુ પોણાપંદર ભોંયપર પડીને કલવઇ કલવઇને બરાડા પાડતો હતો ! “શું છે પેસુ ? શું છે ?” કરીને મેં વાંકો વલીને તેને હાથ આપીને ઉઠાડવા માંડયું !

“અરે તહારા પેસુને શું કેહું, ને તુનેબી શું કેહું ? નખખોદના ગીયા ! મુક્કી મારીને મહારૂં માથું મોંઢુ બધું ભાંજી નાંખયું ને અસતો પુછેછ કે શું છે ?”

“પણ તું તો સામભે ઉભેલો તે અહીં શું ધકેલા ખાવા પાસે આયો ? પોણાપંદર !”

“અરે હું તો પોણાપંદર છેઉં, પણ તું તો સાહરા ચઉદનીબી અંદર મુઓછની !” પેસુએ ચીરડાઇને ધાંટો તોડયો “તું તો પોણાઆઠ છે પાગલ ! હું જાણું જે તહારી આગરી ખસી ગઇછ કે શું તે આંખ બંધ કરીને હાથ પોહળા કરી કંઇ બડબડતો હોસે ! એમ સહમજીને હું તારી કદર ખાતો છેક પાસે આવીને જોવા લાગો તો ઘેરના ખાધાએ જે ચહરા-વીને બે સામટી પહેરાવી કેની તે નાંક નસકોરૂં બધું કાહારી નાંખયું ! ઓ બાપરે ! કોઈ આવોરે !—”

પણ પેસુને વધારે વાર બુમ પાડતો અટકાવવા સારૂ મેં તેના મોંઢાપર હાથ દાબી દેતાં કહયું “અરે ફેસ્તા ના કર ! ફજેતી ના કર ! એ તો હું પટલો થવા સારૂ કસરત કરૂંછ ! પેલા સવરાજવાલા—”

“તારા સવરાજને શું કેહુ ? મહારૂં બધું કનોરૂં અવરાજ કરી મુક્યું ને તું સવરાજને કાંહાં સેકો તાણેછ !”

"પેસા!" મેં તેની લાંબી દાઢીમાં હાથ ઘાલીને કાલાવાલા કરતાં કહ્યું "જો પેસા, ખોદાયને વાસ્તે મુંગો રેહ! નહીં તો આએ તહારો સુફીયાનો સાદ જો પેહેલે માલની આસી ને બીજે માલની માસી સાંભલશે તો ઘણુંજ ખરાબ લાગશે!"

"ખરાબ લાગશે? અરે કોઇ મારી માફક આવીને તારો આએ અવતાર જોશે તો જરૂર થાણે કે કોલાબે મુકી આવશે! હસતો કેહેછ જે ખરાબ લાગશે!" પેસુએ મારી ખીજ પાડતા કહ્યું. "મારૂં માને તો "ફરસ્ટ એટેક" છે તેટલાંજ લાવ તુને કોઇ સારા ડાકટરને તયાં લઇ જાઉં, નહીં તો વાત વધી જશે! મને લાગેછ કે તારૂં "મેડનેસ" હજુ "માઇલ્ડ ફોરમ"માં છે! તેટલાં ચાલ કોઇ ડાકટરની સલાહ લઈએ, તે તો જે હોસે તે કહી દેશે."

"અરે પણ હું કેહુંછની કે અસહકારીઓની ખટપટથી પેલી આપણી પારસી બટાલીયન ઉભી થઈછ તેમાં હું જોડાવા માંગુછ, પણ જાડો છેઉં તે તહારી માફક સુકકો થવા કસરત કરૂંછ."

"આએ એવી રીતે કસરત કરે?" પેસુ લાલ પીલો થઇને છેડાયો "લોકનું નાંક નસકોરૂં ને સીન સીનરી બધી કાઢી નાંખવા જેવી કસરત કરે? એ કસરત તુંને શીખવી કોણે?"

"પણ તું વચમાં આયો તયારે નાંક ભાંગુ કેની?" મેંબી જરા સુકકો દમ કીધો!

"અરે પાડ પાડોશી ને માયબાપ બરોબર! વચમાં નહીં આઉં તો પછી તારા જેવા એક પાડોશીને ઘેલો થઇ જવા દેઉં એમ? કદી નહીં, કદી નહીં."

"જો પેસા, છોડ એ અંદેશા—"

પણ તેટલાં તે પાછો છેડાયો! "પાધરૂં પેસોતન કરીને બોલ! વલી આજે "પેસા–પેસા" સાનું કરયા કરેછ! જો, સાંભળ, એવા ઘેલા ગાંડા કરવાના મુકી દે, એમ મુકકી મારે તેથી કંઇ પટલા નહીં થવાય! સમજયો કે? હવેથી એવી કસરત કરશે તો હું પાંચે પાંચ માલના ભાડુતોને તેડી લાવસ ને તહારા ઘેરનાંઓનેબી તાર કરીને બોલાવસ."

"પેસોતન! એ કસરતથી મહારૂં ફેફસું ખીલસે, ને—"

"ફેફસું તો નથી ખીલવાનું, પણ માથાના મીંજગરા ખસી જસે! હવેથી એવી કસરત કરસે તો હું આખા ઘેરને અહીં મેલવશ!"

અફસોસ! એકસોને એક અફસોસ!! કેમજે કસરતબી પહેલાં પોણા પંદરની અને તે પછી ઘરનાંઓની પંચાતીથી માંડી વાલી!

પણ, મને બટાલીયન વગર ચેન પડતી નથી! કોઇ જો મને સીધો ને સરલ રસતો બતાવશે તો હું ઘણો ઉપકાર માનશ. પેલી બટાલીયન કમીટી-વાળાઓ કાંઇ મારા જેવા જાડાઓ માટે બઠાલીયન માસતરો ને ઈનસ્પ્રકટરોના કાનમાં ફુક મારીને અમોને વગર દોડવે બંદુક ફોડતા નહીં શીખવે? જાડા-ઓની આંતરડીની દુઆ લાગશે, કેમજે અમો શીખવા માંગીએ છીએ છતાં શીખી શકતા નથી, "સેલ્ફ ડીફેનસ" કરી શકતા નથી!

સોનામોહર જેવી એક સુચના મારી પોતાની તરફથી કરૂં છું જે જો ધયાનમાં ઉતરે તો અમલમાં મુકવી: મારા જેવા જાડાઓને પડઘમ વગાડવા માટે આપવા! એક તો પેટ મોટું, તેમાં વળી ઉપરથી પડગમ!! ફની તો એવું લાગશે કે ચાર ઘડી બે માણસો જોયા કરશે!!

મને જો પડઘમ આપવામાં આવે તો સાથે એક ખુરસીબી આપવી કે તેનીપર બેસીને "ધરરરરર ભરરરર ભરરરૂમ" કરયા કરૂં! અને જો કેમપીનગે જવાનું હોય તયારે ધીમી ચાલે લટક મટક ચાલતી એકાદ ફીઆટ મોટરકાર હશે તો ઓરબી બેહતર! પડઘમ માસતર મોટરમાં હોય, પછવાડે બેંડ ચાલે, ને પારસી સીપાહો બંદુક અને બેયોનેટ લઇને અમારી પાછળ દોડે! અહહાહા! કેવો સુખી સવપનો!!

તયારે શુરા સીપાહો સાથે જો આવી સલાહ સંપજથી સમજી સુઝીને ઓને જોટવામાં આવે તો આજે હું બટાલીયનમાં જોડાવા તૈયાર છું! ઘણી મુશકેલીની વાત નથી, ઈનસ્ટ્રકટરો જો જાડાઓને ખાસ હક બક્ષે નછી "એક ને એક અગીયાર!" થઈ જાય: બટાલીયન ફુલીને ડપક દેતી ડી બની જાય!



## ૪૪

## જુરી હાઉસમાં ગડબડ!!

આપણાં શહેરમાં જુરી ભરવાની રીત ઘણીજ વીચીત્ર છે! એક માણુસ ાત કે અકસમાતથી મરી ગયું હોય તો તેના મરણનું કારણ નહીં ારા માણુસોને ઘણીવાર પોલીસ સીપાઈઓ ઝબરદસ્તીથી લઇ જઇ છે અને એવા અજાણા માણુસોની બનેલી જુરીથી કામ ચાલે છે! સીપાઈના ાં નહીં સપડાય તેથી તો ઘણા માણુસો ઓસ્પીતલ કે જુરી હાઉસ થી ચાલવાને બદલે કાઇ લાંબો ચકરાવો લેવાનો વધારે પસંદ કરેછે!

એક વખતે એક મોગલ એવા એક બનાવમાં પોલીસ સીપાઇના હાથમાં ેા! મોગલે ગમે તેટલું ના કહયું કે તેને કાઇ વાતની ખબર નથી ીપાઇ તેને ઘસડી ગયો! જુરીનું કામ થોડું ચાલ્યું કે કોરોનરે મોગલને ીધો "એ આદમી કયસા મર ગયા?"

ા સાંભલીને મોગલે આસ્તે રહીને પોતાનો દગલો ને ટોપી સરખાં કીધાં, રેક રૂમાલ ખીસામાંથી ખેંચીને નાંકપર દાબ્યો, અને પેલા મુરદાં આગલ ોટેથી તેને પુછવા લાગયો "એઈ મુરદા, બોલો, તુમ કેયસા મર ગીયા?"

જ્યારે જવાબ નહીં મલ્યો ત્યારે મોગલે કોરોનર તરફ પાછા ફરીને કહ્યું "સાબ, મુરદા કુશ નેહીં બોલતા !"

તે સાંભલીને કોરોનરે દમ દીધો "તુમ દીવાના હય ? મુરદા કયસા બોલેગા ?"

મોગલેબી હવે રૂઆબમાંજ કહ્યું "મુરદા નેહીં બોલેગા તો પીછુ અમ કેયસા જાનતા કી ઉ કેયસા મર ગીયા? અમ નેહીં જાનતા કી ઉ કેયસા મર ગીયા ઓર તુમ પુછતા હય કી ઉ કેયસા મર ગીયા ! ! વલલાહ, ખુદા ખાસેમ, બાબા અમ નેહીં જાણતા ઉ કેયસા મર ગીયા !"

તેટલાં એક હોરો ઉઠી ઉભો થયો "ઇ મુગલ કેસ તે બરાબર કેસ, કરનર સાબ ! હુંએ પણ સીપાઇને બહુ કીધું સ કે આ મુરદાની વાતમાં હું કુછબી જાણતો નથી તોએ મુને ધરી પકરીને જબરજસ્તીથી ઈ અંદર લાવોસ ને મરેલા મુરદાની સામો બે કલાક બેસારી રાખોસ ! હું બજારમાંસી આવોસ તીનીબી સીપાઇએ દરકાર નહીં કાધીસ ને મહારી બજાર બધી વાસી કરી નાંખીસ !"

"બયઠ જાઓ, બયઠ જાઓ" કોરોનરે બુમ પાડી "એ કયા ઢોંગ મચાયા ?"

કોરનરના "ઢોંગ મચાયા"ના બોલ સાથેજ, પોતાનાં પાલીસ કીધેલાં ટાલકાંપર હાથ ફેરવીને એક શેંડીયારાવ ઉઠયો અને ચોટલી પપોડતાં પપોડતાં તેણેબી ફરીયાદ કીધી "હા કાહે જુલમાચી વાત આહે ? આમાલા કાહીજ માહીતી નાહી તરી તુમી વીચારતા "હે મુરદા કસા મેલા ને કાય ઝાલા ?" મી આતાજ પુણેચી ગાડીતુન ઉતરલો, માઝે દીવસ ફીરલે તે મી આસપીતલચે રસ્તેસુન આલો, આણી હીયા વોટાલેત ફસલો ! સાબ માલા સોરા, તુમચી મોઠી મેહેરબાની હોઇલ."

"અરે સાના મેહેરબાની ?" જુરીમાં બેઠેલો એક ઇરાની હવે ઉખડી ગયો ! "ચાર કલાખ સુધી ખોટી કીધારા ને હેજુણ મેહેરબાની કરેશ ?

ાલ, બેદદમ ચાલી જયશ. સું ખોઇના બાપના ચોરી કીધારા કે એંહી
શી રેશ ? મહારા દુખોનના ભાગીદાર સીક ચે, નોકર નાસી ગેઇશ, ને
ાઇસકીરીનના દુધ ચુહલાપર બેદદમ બેરીને કોલસા થઇ ગીયા હોસે, તો
બેદદમ નુકસાનના પઇસા કોણ આએ સોએબ આપેશ ? કે આએ પીરા
ઘરાવાલા સીપોઇ આપેશ ? કે આએ નીચે સુતેલા મુરદા આપેશ ?
ાણ આપેશ ?"

ઇરાની ચાલી જવાનું કરે તેટલાં તો એક ફરંગો તેનો હાથ પકડીને
હ્યો "ચેંએ ! ઇરાની ઈનગા ઇયો ! ખંઇ વોઇતા ?"

"અરે તહારા માથામાં મારેશ કોઈતા !" ઇરાની છેડાયો "એઇ
નફુર, તું સું ઘેલાની માફક મહને પકરેશ ? તહારા ચેં, ને યેં, ને વોઇતાં,
કોઇતાંને ચુલામાં નાંખ ! હું દુકાન સમાલેશ કે તહારા સાથે એહીં બેસીને
ને ચું કરેશ ?"

"તુકા સાયબા દંડ કરતલા—

"જા, જા, દંડ કરેશ ! સું ખામ દંડ કરેશ ? તું જા, કારીશાવોલ ખા !"

પણ ઇરાની જવા ચાલી જાય કે સીપાઇએ તેને પકડીને બેસાડયો, જે
ઇને ફરનીચર બજારનો એક ખોજો જે જુરીમાં પકડાયલો તે માથું ગરમ
ો નાંખીને બોલ્યો "હે કેરી ગાલ આય ? હે જોર જુલમજી ગાલ આય !
ાં રસ્તા મીંજારા વીણાતો, ને હી સીપાઈ ચુંઅતો "હીડા અચ." આંઉં
અતો "કુરો આય ?" સીપાઇ ચુંઅતો "હીડા હકરો મારૂ મરી વીયો
ાય." મારૂ મરી વીયો તો આંઉં કુરો કરનાસી ? મરી વીયો તો મરી વીયો
દાજે ઘરજી અચી વઇ ! ખુદાકે ચોં, આંકે કુરો ચોંઅતો ? સાબ, સાબ,
બા, મુકે ખાલી ઝલીને ઇડા ગીની આવ્યો, મુકે છડી દીઓ ! બાપા મુંકે
અર નહીં, ખોદાકે ખબર. ખોદાજો કામ ખુદા કરે તો. ઇ મારૂ મરી વીયો
ઇનજી સાથ કુરો ઈ મરે મારૂ મરી વીણના સી ? આંઉં સુબાજો ભુખો
યાસો હીંયાં ! મરે મારૂકે છડી દીઓ સાબ, છડી દીઓ."

કોરોનરે જોયું કે બધાજ જુરીના ગ્રહસ્થો એવી બહોંણીપર આવી ગયલા હતા કે હવે તેઓ ગ્રહસ્થાઇ છોડીને ત્યાંથી પસાર થઈ જવાનોજ રસ્તો શોધતા હતા ! એટલે બીજા માણસોની નવી જુરી બોલાવવા કહીને તેણે સીપાઇને હુકમ કીધો કે આ જુરી બરખાસ્ત કરવી, અને ફરીથી એવા પાગલોની જુરી બનાવવી નહીં ! !



# ૪૫

## ગુલાબ–ચંબેલીની શાદી !

ધરરરર ધુમ તરરરર તુમ, ધુમ ધર ધુમ ધર તુમ તર તુમ તર, ધુમ ધુમ ધુમ તુમ તુમ તુમ ! શું છે ભાઇ ? પારસીઓની પતેતી છે, અને નવા વરસની ખુશીમાં ઢોલ તાસા વાજાંનો એ આવાઝ છે ! હું જાગી ઉઠયો–કુસ્તી કરી પાક પરવરદેગારની બંદગીમાં શામીલ થઇ–ચા નાસ્તાને ઈન્સાફ આપવા લાગ્યો.

ધંધાપર તો સારે સબકતે દીવસે જવુંજ જોઇએ તેથી નવા કપડાં પહેરી ધંધે જવાની અગાઉ આતશબેહેરામ પાદશાહની મુલાકાત લીધી, સુખડ ચઢાવી–પાદશાહને નમી–રૂખસત ચાહી.

બાગબગીચાનો ધંધો એટલે બાગમાં ગયો–બેઠો–ચાર દોસ્તો મલ્યા–"સાલ મુબારક" ઈચ્છી સ્વીકારી તેટલાં બપોર થઈ એટલે ધાન દાલ પાટીયો સગનની સેવ ને દહીપર હાથ ચલાવ્યો, અને પછી "પાક ખુદા ત્હારી મદદ" કરીને હાથ પગ લાંબાં કરીને બાંકડાપર આરામ લેતો પડયો.

બાગમાં ખાબ શું જોઉં છું કે જાણે ચંબેલીના લગન થવાના છે! લગનને લાયકની થઈ છે. તેનો બાપ મોટો માણસ નથી, ન્હાની એક વેલ છે–જેને અનેક બીજી બેટીઓ છે! પહેલાં તો ઘણે ઠેકાણે વાતચીત થઇ, પણ લગન કોઇ સાથે નક્કી થાયજ નહીં: બાગનો રાજા ગુલાબ તે તો મોટે ઘેરનો પડયો ભાઈ, એટલે તે કેમ દરજ્જેથી ઉતરીને પરણી શકે?—"પેશન ફ્લાવર" નામની વેલના ફુલ સાથે લગનની વાત થઇ, ઇનકાર તો નહીં હતો, મગર ફુલ એકદમ લાલ ગુસ્સાબાજ હોવાથી ચંબેલી સાથે કાશી સંઘ કેમ જશે તેની ફીકર પડી ગઇ!!–કેવડા તરફ ધ્યાન ગયું પણ તેનું તો દીમાગજ નહીં, જેનકા પત્તા નદારદ! આખરે એક ભમરાએ કાજ વસતારા કરવા માંડયા, અને લગન કરાવી આપવા માટે તે વચ્ચે પડયો ધુંઉં–ધુઉં–ધુઉં કરતો તે પુછવા પડયો, "છોકરી છે?"

ચંબેલીના ઝાડે પાંદડાં હીલવીને જવાબ દીધો "હા."

ભમરાએ પાંદડાંપર બેસીને પુછયું "છોકરીને જોઇ શકીશ?"

ચંબેલીના ઝાડે ડાલી ઝુકાવીને, સંકોચથી આંખો બંધ કરતા કરતા, છોકરીના ચહેરાપરથી ઘુંઘટ હટાવવા માંડયો, પણ છોકરી શરમાળ હતી એટલે ચહેરો બતાવ્યો નહીં! મચકાઇને બોલી "ઉંહુંઉંઉં!"

ભમરો જે ચહેરો જોવા માટે ઉડતો રહયો હતો તેણે એક ચકકર ફરીથી ફરી લઇને કહયું, "છોકરીનો ચહેરો મને જોવોજ જોઇશે–માટે ઘુંઘટ ખોલો."

લાજવાળી છોકરીએ ચહેરાપરથી પરદો દુર નહીં કીધો! ઝાડે ભમરાને કહ્યું, "મ્હારી છોકરીઓ બહુ શરમાલ છે! તમ્હે જરા થોભી જાઓ, હું બેટીને સ્હમજાવી સ્હમજાવીને સીધે રસ્તે ઉતારીશ."

ભમરો તે સાંભળીને ઉડી ગયો, અને ગુલાબની પાસે જઇ ટાહેલાં ચલાવવા લાગ્યો! યહાં ચંબેલીની બીજી બહેનો તેને સ્હમજાવવા લાગી "બહેન, જરા ઘુંઘટ તો ખોલ, નહીં તો વર નહીં આવશે—મ્હારી પ્યારી,

મ્હારી વ્હાલી, મ્હારી અઝીઝ, એમ નહીં શરમા." ચંબેલી કળી
"તું જાઆ બહેન, ચાલી જા, હું શરમાઉં છું."—મગર ઘણી સ્હ
પછી આખરે ચંબેલીની કળીએ ચહેરો ખોલ્યો. ભમરો ગુલાબના રાજ
લથી ઉતરીને આવ્યો, છોકરીને જોઇ, ખુશી થયો, જેવું રૂપ હતું
સુગંધ હતી ! ભમરો બોલ્યો "છોકરી ગુણવંતી છે. પણ ઘરમાં મધ
છે, મધ ?"

છોકરીના બાપ તે ચંબેલીના ઝાડે કહ્યું, "જેટલાનો કરાર
તેટલું આપીશ, એક રતીભારબી કમતી નહીં"

ભમરો બોલ્યો "ઠીક ! ત્યારે હું કાજ કરી આપું તો મ્હારી મહેનતનુ

ઝાડે ડાળી હીલવીને કહ્યું "તેબી આપીશ."

"આપીશ બાપીશ નહીં." ભમરો બઝીદ થયો, "મહેનતની
થોડી પેશગી આપવી પડશે. તમ્હે પેલી કહેવત તો જાણો છો કે
દાન, મહા કલ્યાણ !' એ ગુણ શાખશો તો બહુ સારૂ."

ત્યારે ઝાડે બધી ડાલીઓને હીલવીને પુછ્યું "ભમરાજી, વર કે
તે તો પહેલા બતાવો, તેના ઘરનો હાલ તો સુનાવો."

"વર સારો છે. તેનામાં ઘણા ગુણ છે."

"પણ તેનું નામ ?"

"મીસતર ગુલાબજી ખુશબુદારજી એસક્વાયર, બી. ડી., બી. એ

"એ બી. ડી. અને બી. એસ. તે શું ?"

"બી. ડી. એટલે બહુ દેખાવલો, અને બી. એસ. એટલે બહુ
મજાલો," ભમરાએ ખુલાસો કીધો, "તમ્હારો જમાઇ ગુલાબ બહુજ દે
અને બહુજ સોહરમવાલો છે."

આખરે ચંબેલીનું ઝાડ પોતાની સુંદર કલીને ગુલાબ સાથે પરણાવવા તઈયાર થયું અને ભમરો તે ખુશ ખબર લઇને ગુલાબ તરફ ઉડયો. તે વખતે ગુલાબજી તો હવાની સાથે નાચી નાચી હસી હસી કુદી કુદીને ગેલ ગમ્મત કરતા હતા. ગુલાબે તે ખુશ ખબરી સાંભળીને છોકરીની ઉંમર પુછી. ભમરાએ તેના જવાબમાં કહયું, "આજ કાલમાં ખીલી ઉઠવાની ઉંમર છે."

લગનનો દીવસ નક્કી થયો અને ગુલાબ પોતાને હાથેજ લગનની બધી તઈયારી કરવા લાગ્યો. લગન વખતે ભમરો બીજા ભમરાઓને લઈ આવ્યો અને તેઓએ ગાયણોની તાણુ અલાપ ખેંચવાનું શુરૂ કીધું! ભમરા ગાતા થાકી જાય કે મધમાખીઓ નવા નવા સુરે નવા નવા ગાયણો ગાઇને લગનમાં આવેલાં પહરોણાંઓના જીવને ખુશી રાખે!

જાઈ-નેવાલી અને ગુલછડીએ છોકરી ચંબેલી તરફથી છોકરીના લગનનો વાગો ધર્યો અને ગળે લગાડી તેને આશીરવાદ દેવા લાગી!—સીંગલ અને દબલ મોધરાએ અને તગરના ફુલોએ છોકરા ગુલાબ તરફથી ફરજ બજાવી તેની સાથેના સાથે ફર્યા કીધા! સફેદ, લાલ, અને પીળી કનેરના ફુલોએ સ્હાજનને પોતાના ઉંચા રૂબાબથી આબરૂ આપી! પીલો ચંપો જો કે સાધુ સંત થઇને પીલાં કપડાં પહેરી લગનમાં આવ્યો હતો પણ સ્હાંજથીજ તેણે "કેનલીન" ના ખુલવા સાથ "નાંખ, નાંખ, નાંખ" કરીને ખુબ બ્રેન્ડી લીધેલો એટલે તેના મોંઢામાંથી ગંધ આવતી હતી!! કેવડો સ્હાજનમાં મસ્ત બનીને ફરતો હતો! સ્હાંજના "બાર" ખોલવોજ નહીં જોઇએ, કેમ જે અશોકબી શરાબના નશાથી લાલ લાલ બની ગયો હતો! કમળ શાહઝાદો પાણીની સરદીથી પટકાઇ પડયો હતો અને તે જો કે લગનમાં આવી શકયો નહીં હતો પણ તેણે તલાવની આસપાસ ઉગેલી સદાફુલીને પોતાને બદલે લગનમાં મોકલી હતી! પણ લગનમાં ધાઇમારૂઓ જેમ હાડમાર થાય છે તેમ વગર તેડાંએ લગનમાં ધાઇ આવેલી સદાફુલી ત્યાં પોતાની સફેદ અને લાલ રંગની સાડી બતાવવા સીવાય કોઇબી જાતની ખુશબુ ફેલાવી શકી નહીં!

ગુલબાસ, જાસુંદી, બટકવેલ, પેશનફ્લાવર, અને અલામેનદાના ધાંધલ ધરપચ્ચ કરીને બધાં લગનનાં પહરેણાંઓને સાથે લઇ ગુલા ઓટલેથી છોકરી ચંબેલીનાં ઓટલા તરફ ચાલુ મુકયું. ત્યાં જઇને જોયું તો છોકરી ખુશીથી ખીલી રહી છે, ચહેરાપરથી સાડીનો સોડ નાંખીને સુગંધ ફેલાવતી સુખનું હસ્વું હસી રહી છે. ચંબેલીના સુખ કાંઇ કમી નથી, કેમજે એકેક પાંદડું એક બીજાને ગળે શાદમાનીમાં છે! આખરે રાત પડી અને આગીયા કીડાઓએ લાઇટ કીધી! તે લાઇટ તળે લગનની કીયા શુરૂ થઇ–મંદ મંદ પવન લહેકી લાગવા માંડી! પીલા મેઘનોલીયાએ છોકરી અને છોકરાના હાથ તેમના લગનના ગાંઠ જોડી આપ્યા, અને સફેદ મેઘનોલીયાએ આ છાંટયા!

એવી રીતે ગુલાબ અને ચંબેલીના લગન થઇ ગયાં અને હવે ઓટલાપર સાડા સાત રૂપીયાનું 'પાંતરૂં' જમવા જવાનું હશે કરીને દાંત ઘસી લીધા, તેટલાં જોઉંછ શું કે કોઈ મ્હને હીલવી દોલવી નાંખે

"સોરાબજી, ઉઠો. મશરેક, ઉઠો. સારે સપરમે દહાડે સુઇ રહયાછ!"

કોણ છે કરીને હું ઉંઘમાંથી ઝબકી ઉઠયો! ઉઠીને જોઉંછ તો મીત્ર હોમી આગો આવેલો! સાલ મુબારક કરીને પછી મેં કહર તો સ્હમજ્યો કે કોઇ ઘરાક પામના ઝાડ લેવા આવ્યું હશે!"

"ઘરાકબી આવેલું છે." મી૦ હોરમજશાહ આગા બોલ્યા, ' શું પેલો ગુલાબના ઝાડ જોયછ તે?"

"એમ!" મેં કહયું, અને પછી વધાર્યું, "હું એટલો બધો પડયો તેનું એજ કારણ છે કે ઉંઘમાં મેં ગુલાબ અને ચંબેલીના જોયાં!"

અને તે ગુલાબ-ચંબેલીના લગનની વાતનો બધો ખુલાસો હું કરી રહયો કે મ્હારો આગલો એક જુનો માલી "પપેતીની પોસ" લેવા આવેલો, અને તેના હાથમાં એક તુરો ને ગજરો હતો જે મ્હારે માટે ભેટમાં લાવેલો.

મેં તે ગજરા તરફ જોયું તો તેમાં મ્હારાં વર અને વહુ બેઉ બીરાજેલાં: ગુલાબની પાસેજ ચંબેલી દબાઇને બેઠેલી!

પાક પરવરદેગાર એ શુભ લગન સદા કાયમ રાખે, અને એવાં ખુશબખતી ભરેલાં લગનો આજથી અનેક થાય!

સમાપ્ત.

પાક પરવરદેગાર નામદાર શહેનશાહ જયોર્જને

સલામત રાખે.



## "મશરેક"ની આજસુધીમાં લખાયલી નોવેલ્સ:



---

* આવી નીશાનીવાલી ચોપડીઓ બધી ખપી ગઇ છે.

† આ વાર્તા પુસ્તક આકારે છપાવાની છે.